# કવિશ્વર દલપતરામ ડાહ્યાભાઈ.

——oOo——

કવિશ્વર દલપતરામ ડાહ્યાભાઈ આખા ગુજરાતમાં પ્રખ્યાત છે એક નાની ઉમરનાં નિશાળે ભણતાં છોકરાંથી તે મોટી ઉમરનાં માણસોમાં તેમનું નામ જાણીતું છે. આ કવિશ્વરે ગુજરાતી ભાષાની ઉન્નતિ ચાહી જનમંડળમાં વિદ્યા વૃધી થવા માટે પોતાથી બનતું હોંસભર કર્યું છે.

કવિશ્વર દલપત રામજી મૂળ રહેવાશી કાઠીયાવાડ ઇલાકાના ઝાલાવાડ પ્રાંતમાં ભોગાવા નદના કિનારા ઉપર આવેલા વર્ધમાનપૂર કિંવા વઢવાણ શેહેરના છે, તેઓ જ્ઞાતે શ્રીમાળી બ્રાહ્મણ છે, એઓનો જન્મ ઈ. સ. ૧૮૨૦ એટલે સંવત ૧૮૭૬ ની સાલમાં થયો હતો.

કવિતા કરવામાં તેની કાબેલીયત સાંભળીને ઇ. સ. ૧૮૪૮ સંવત ૧૯૦૪ની સાલમાં અમદાવાદના તે વખતના આશીષ્ટંટ જડજ એ. કે. ફારબસ સાહેબે તેમને બોલાવીને પોતાની પાસે રાખ્યા અને રાસમાળાનું પુસ્તક કરવાનો મેહેરબાન ફારબસ સાહેબનો વિચાર હતો, તેથી સાહીત્ય ભેગાં કરવાનું કામ તેમને સોંપ્યું. એ વખતથી આપણા એ કવિશ્વરનો ઉદ્યોગ ગુજરાતના ભલાંને માટે જારી થયો. સને ૧૮૪૮ સંવત ૧૯૦૪ ની આખર સાલમાં અમદાવાદમાં ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીનું સ્થાપન નામદાર ફારબસ સાહેબે આગેવાન થઇ કર્યું તેમાં કવિશ્વર દલપતરામની ઘણી મદદ હતી. એ સોસાઇટી આજ આપણી ગુજરાતી ભાષાની ચડતી કરવા જે સ્તુતિપાત્ર ઉદ્યોગ કરે છે તે અવર્ણનીય છે. એ સોસાઇટી સ્થાપન થઈ ત્યાર સુધીમાં ગુજરાતમાં ગુજરાતીઓને માટે કોઈ ઠેકાણે પુસ્તકશાળા નહોતી તેમ એકે વર્તમાનપત્ર પણ નીકળતું નહોતું. પેહેલ વેહેલું ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ અમદાવાદમાં વર્તમાન પત્ર કાઢયું તથા પુસ્તકશાળા કરી. અને પેહેલવેહેલી કન્યાશાળા કરી, એટલું કર્યા પછી સને ૧૮૫૦ સંવત ૧૯૦૬ ની સાલમાં ફારબસ સાહેબની બદલી સુરતમાં થઇ ત્યાં પણ કવિશ્વર દલપતરામ તેમની સાથે ગયા. અને સ્વદેશ સેવાનો શુભ ઉદ્યોગ જારી રાખ્યો. સુરતના

લોકોના લાભને માટે ફારબસ સાહેબે ઍંડસ લાઈબ્રેરી સ્થાપી, તથા "સુરત સમાચાર" નામે વર્તમાનપત્ર પ્રગટ કરાવ્યું. તે બંને કામમાં પણ એજ કવિશ્વરની સલાહ અને મદદ હતી. તે વખતે એ પત્રના એડીટર અમદાવાદના સબજડજ રાવ બાહાદુર મુકુંદરાય મણીરાય હતા.

"હુન્નરખાંનની ચડાઇ" અને "સંપલક્ષ્મી સંવાદ" એ બે કવિતા ૨૫ ભાષણો એજ કવિશ્વરે કરેલાં છે, જેનાં મૂળથી આજ સુધી, એક અવાજે વખાણ થાય છે.

દલપતરામજીના મનમાં દેશની દાઝ કેટલી છે, તે તેમની રચેલી નાની પણ અસરકારક ચોપડીઓ વાંચવાથી ઝટ સમજાય છે. તે વખતે સુરત મ્યુનીસીપાલિટીનાં કેટલાંક કામો લોકોને પસંદ નહીં પડવાથી, તેઓનાં મન ઉશ્કેરાયાં હતાં. તેમને શાંત પાડવામાં મે. ફારબસ સાહેબે એ કવિશ્વરની તેમજ મેહેતાજી દુરગારામ મંછારામની મદદ લીધી હતી.

એ બંને ગ્રહસ્થોને સાથે લઈને સાહેબ ચકલે ચકલે ફરી એઓ પાસે અસરકારક ભાષણો કરાવતા હતા. તેમના સ્તુતિ પાત્ર શ્રમને માટે સુરત છોડતી વખત ત્યાંના નવાબ સાહેબ તથા સરકારી અમલદારો તથા નગરશેઠ અને બીજા આગેવાન ગ્રહસ્થોએ મળી તેમને એક માનપત્ર આપી તેમનો ઉપકાર માન્યો હતો.

ત્યાર પછી સને ૧૮૫૧ સંવત ૧૯૦૭ ની સાલમાં ફારબસ સાહેબની બદલી અમદાવાદના આશીષ્ટંટ કલેકટરની જગાએ થઇ. તેથી કવિશ્વર તેમની સાથે અમદાવાદ આવ્યા. અને સ્વારીમાં વિરમગામ, ધંધુકા, ભાવનગર, તથા ઘોઘા વીગેરે જે જે ઠેકાણે સાહેબ જતા તે તે ઠેકાણે એ કવિશ્વર સભાઓ ભરીને દેશના સુધારા વિષે અસરકારક ભાષણો કરી લોકોને બોધ આપતા.

ત્યારપછી સને ૧૮૫૨ ના ઓગષ્ટ માસમાં ફારબસ સાહેબની બદલી મહીકાંઠાના પોલીટીકલ એજંટની જગો ઉપર થઇ ત્યાં પણ કવિશ્વર તેમની સાથે ગયા અને ઇડર, કટોસણ, દાંતા વીગેરે જે જે જીલ્લામાં સાહેબની સ્વારી ફરવા જાય ત્યાં સભાઓ ભરી ભરીને એમણે દેશનાં ભલાંને માટે ભાષણો કર્યાં હતાં. અને તેજ અરસામાં

સને ૧૮૫૨ ની સાલમાં સાદરામાં સરકારી નીશાળ પેહેલ વેહેલી સ્થાપન થઈ.

સને ૧૮૫૪ ના માર્ચ માસમાં ફારબસ સાહેબ ત્રણ વર્ષની રજા ઉપર વિલાયત ગયા, ત્યારે મહીકાંઠા એજનશીના મુલકી ખાતામાં હેડ કારકુનની જગા કવિશ્વરને અપાવી.

અમદાવાદની સ્કુલના કેટલાએક જુવાન વિદ્યાર્થિઓએ "વિદ્યાભ્યાસક" નામે સભા સોસાઇટીના અંગે સ્થાપી હતી અને તેમાં ભાષણો થતાં હતાં.

કવિશ્વર દલપતરામનાં ભાષણોથી આખા ગુજરાતમાં જે ચમત્કારીક સુધારો થવા માંડ્યો હતો તે જોઇને સને ૧૮૫૪ ની સાલમાં સાદરેથી એ સભાએ એમને અમદાવાદ તેડાવી તેમની પાસે દેશ કલ્યાણને માટે એક ભાષણ કરાવ્યું. આ વખત સુધી રાજાઓના કુંવરોને ભણવાની કાંઇ પણ ગોઠવણ થએલી નહોતી વાસ્તે કવિશ્વરે " રાજ્ય વિદ્યાભ્યાસ" નામે કવિતામાં ભાષણ કર્યું, તેમાં એવી મતલબ લાવ્યા કે, જો દેશનું ભલું કરવાની સરકાર અને પ્રજાનિ ઇચ્છા હોય તો પ્રથમ રાજાઓના કુંવરોને ભણાવવાનો બંદોબસ્ત કરવો જોઈએ.

એ કવિતારૂપ ભાષણની ઈલાયદી ચોપડી ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ છપાવી તેની હજારો નકલો ખપી ગઇ અને હાલ પણ ખપેછે.

એજ ભાષણ ઉપર થએલી ચરચાની અસરથી "રાજ કુમાર કોલેજ" અને "તાલુકદારી ગીરાશીયા સ્કુલ" સ્થાપન થઈ એમ કહીએ તોપણ ચાલે. સને ૧૮૪૮ એટલે સંવત ૧૯૦૪ ની સાલમાં ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી સ્થાપાઇ ત્યારથી સને ૧૮૫૪ સંવત ૧૯૧૦ ની સાલ સુધીમાં તેની પુંજી વીગેરે કોઇ પણ વધારો થયો નહીં.

તેથી તે વખતના તેના સેક્રેટરી ટી. બી, કરટીસસાહેબે દલપતરામને કહ્યું કે "સરકારી નોકરીમાં મોટા પગારની આશા મૂકી દઈને તમારા દેશના ભલાંને માટે તમો સોસાઈટીમાં આવો તોજ તેનું કામ આગળ ચાલીશકે તેમ છે." ત્યારે કવિશ્વરે તેમને કહ્યું કે સર-

કારી નોકરીમાં મોટા પગાર મળવાની મને આશા છે, તેથી એ નોકરીમાં રહીને સોસાઇટીને મદદ કરીશ. એમ કહી તે પાછા સાદરે ગયા.

એજ વર્ષમાં સોસાઇટીએ "બુદ્ધિપ્રકાશ" નામે ચોપાનીયું પ્રગટ કર્યું તેમાં એ કવિશ્વર વિષયો લખી મોકલતા હતા, પણ ફરટીસસાહેબને સોસાઇટીને માટે પ્રજા તરફથી જોઈએ તેટલી મદદ મળવા ન લાગી ત્યારે તેમણે વિલાયત ફારબસસાહેબને લખ્યું કે કવિશ્વર દલપતરામને સોસાઇટીમાં મોકલશો તોજ તે કામ નભી શકશે. તે ઉપરથી ફારબસ સાહેબે કવિશ્વરને લખ્યું કે તમારા દેશનું ભલું કરવાને ચાહાતા હોતો મોટા પગારની આશા મૂકી સોસાઈટીમાં જાઓ.

આ ઉપરથી કવિશ્વર અમદાવાદ આવવાને તૈયાર થઈ તે વખતના પોલીટીકલ એજંટસાહેબ મેજરવાઇટલોંકસાહેબ હતા તેની પાસે રજા માગી, મેજરલોંકસાહેબની કવિશ્વર ઉપર ઘણી પ્રીતી હતી, તેથી કહ્યું કે આંહીં તમને મોટા પગાર અને દરજ્જો મળશે.

વળી પેનસનનો હક થશે તે છોડી સોસાઈટીમાં શું સમજીને જાઓછો? ત્યારે તેણે જવાબ દીધો જે મારા દેશ કલ્યાણાર્થે મારો સ્વાર્થ બીગાડીને પણ સોસાઈટીમાં ગયાવિના ચાલે તેમ નથી. તેથી સાહેબે તેને પોતાની છબી તથા સારૂં સરટીફીકટ દઇ રજા આપી. એટલે સન ૧૮૫૫ માં સોસાઇટીના આશીષ્ટંટ સેક્રેટરીની જગો લીધી અને સને ૧૮૫૬ માં નગર શેઠ હીમાભાઈ ને પોતાની કવિતાથી રંજનકરીને હિમાભાઇ ઈન્સ્ટીટયુટનું મકાન બંધાવી આપવાનું તેમની પાસે નકી કરાવ્યું. તેમજ શેઠાણી હરકુંવરબાઇએ સોસાઇટીની કન્યાશાળા મજબુત કરવાને રૂપીયા ૧૬૦૦૦) આપવાનું મંજુરકીધું. તથા રાવબાહાદુર મગનભાઇ કરમચંદે ઊદાર મનથી રૂા. ૨૦૦૦૦) વીસ હજાર ખરચી કન્યાશાળા સ્થાપી. વળી મુંબાઇના શેઠ. સોરાબજી જમસેદજી જીજીભાઈ અમદાવાદ આવ્યા હતા ત્યારે તેમના ઉતારા પર જઇ કવિ દલપતરામે તેમનું પણ મન પોતાની રસીલી કવિતાથી રંજન કર્યું હતું.

એ ઊદાર પારસી ગ્રહસ્થે તે વખતે સોસાઇટીના ફંડમાં રૂ. ૨૫૦૦) ની મદદ આપી હતી તથા શેઠ પ્રેમચંદ રાયચંદ અમદાવાદ આવ્યા ત્યારે તેમણે પણ પોતાના ઉદાર મનથી રૂા. ૧૦૦૦૦)

ની ભેટ કરી હતી. એ સઘળાં દેશ કલ્યાણના કામમાં કવિ દલપતરામની ઘણી મેહેનત અને મદદ હતી. સને ૧૮૫૯ ની સાલમાં પોતાની આંખની દવા કરાવવા જાતાં તેઓ ભાવનગર ગયા અને ત્યાં વિજય ક્ષમાની કવિતા રચીને ત્યાંના ઠાકોર સાહેબ જસવતસીંહજીની રાજ સભામાં વાંચી સંભળાવી તેથી ઠાકોર સાહેબ તથા બીજા તેના કામદાર લોકો વીગેરે ખુશ થઇ ગયા, અને સારૂં ઈનામ આપવાનું કેતાં એક પુસ્તકશાળા કરવા માગણી કરી.

આ ઉપરથી સાફ માલુમ પડે છે કે એઓ પોતાના સ્વાર્થ કરતાં દેશના કલ્યાણને કેટલા વધારે ચાહે છે? પછી ઠાકોર સાહેબે તથા તેમના કારભારી દેશાઇ છગનલાલે તેમ કરવા વચન આપ્યું અને એક પુસ્તકશાળા સ્થાપી.

ત્યાંથી મુંબાઈ જઇ નવ માસ રહ્યા ત્યાં પણ "પારસી જ્ઞાન વર્ધક" સભામાં તેમજ બીજી સભાઓમાં તેમણે ભાષણો કર્યા હતાં. મુંબાઇની પારસી બાઇની સભામાં કેટલાંક ભાષણો કર્યા હતાં તેથી ખુશી થઇને તે બાઈઓએ પણ તેમને રૂ. ૫૦૦ ભેટ કર્યા હતા.

સને ૧૮૬૩ સંવત ૧૯૧૯ ની સાલમાં તેઓ વડોદરે ગયા અને ત્યાં ખંડેરાવમાહારાજને મળીને તે શેહેરમાં નીશાળો વિગેરે સ્થાપવા વચન લીધું.

એ રીતે આખા ગુજરાતમાં કવિશ્વર દલપતરામે ઠેકાણે ઠેકાણે ફરીને દેશનાં ભલાંને માટે ભાષણો કર્યા.

"દલપત કાવ્ય'. નામે એમની કવિતાના સંગ્રહનું જે પુસ્તક પ્રગટ કર્યું છે તેમાંના વિષયોની મતલબ જોતાંજ આપણી ખાત્રી થાયછે કે દેશનું ભલું કરવાની ઇચ્છા તેમના મનમાં બેહદ છે. "દલપત કાવ્ય,' શીવાય કવિશ્વરે નીચે મુજબ પુસ્તકો કરેલાં છે. ૧ અંગ ઉધારનો ઝગડો, ૨ જાદવાસ્થળી, ૩ બાળ વિવાહ નિબંધ, ૪ જ્ઞાતિ નિબંધ, ૫ પુનરવિવા નિબંધ, ૬ ભૂત નિબંધ, ૭ મીથ્યાભિમાન નાટક, ૮ વેન ચરીત્ર, ૯ કથનાવળી, ૧૦ ગરબાવળીઓ, ૧૧ દૈવજ્ઞદર્પણ, ૧૨ કવિતા વિલાસ. ૧૩ સપલક્ષ્મિ સંવાદ, વિગેરે ગદ્ય પદ્યાત્મક પુસ્તકો એમણે રચેલાંછે

કવિશ્વર દલપતરામની યાદગીરી કાયમ કરવા માટે એક મોટી

વગવાળી કમેટી ઉભી થઈ છે તે કમેટીને કાઠિયાવાડ અને ગુજરાતના મોટા મોટા રાજાઓ અને આબરૂદાર ગ્રહસ્થો તરફથી સારૂં ઉત્તેજન મળેલુંછે.

## કવિશ્વર. દલપતરામ ડાહ્યાભાઈ.

### ઇશ્વર સ્તુતિ.

નમું વિશ્વના નાથને; વળિ વળિને બહુ વાર;
જેણે ઝાઝી જુક્તિથી; સ્રજ્યો સાર સંસાર.

### શાર્દુલ ક્રિડિતવૃત.

વંદુ શ્રી સુખ સિંધુ વિશ્વપતિને હું ભક્તિ ભાવે ભજી,
જેણે સુંદર શુદ્ધ બુદ્ધિ બળથી સાક્ષાત સૃષ્ટી સ્રજી;
પાણી પૃથ્વી વનસ્પતિ સ્ત્રિ પુરૂષો; સર્જ્યા પશુ પ્રાણિને,
સૌથી બુદ્ધિ વિશેષતા મનુષને; આપી કૃપા આણીને.

### વસંત તિલકા વૃત.

જૂદા જુદા ધરમના જગ મધ્ય પંથો,
જૂદા જુદા ધરમના ગુણવંત ગ્રંથો;
નામો જુદાં ધરિ ભજે જન સર્વ જેને,
તે એક ઇશ્વર સદા નમું નિત્ય તેને. ૧
જેને પ્રસન્ન કરવા જન ધર્મ પાળે,
જેને પ્રસન્ન કરવા દિલ દોષ ટાળે;
સર્વે તણો જન કહે અધિનાથ એને,
તે એક ઈશ્વર સદા નમું નિત્ય તેને; ૨
જેનો નહોત ડરતો જન દુષ્ટ થાત,
અન્યોન્ય ઘાત ઘડિને અતિ તે પિડાત;
કષ્ટે દયા કરી ન દે સુખ કોઇ કેને,
તે એક ઇશ્વર સદા નમું નિત્ય તેને. ૩
જૂઠું વદે નહિ બીએ જન પાપ જાણી,
લૂટે નહીં ગરિબને અતિ લોભ આણી;
રાખે દિલે ડર રૂઠે પ્રભુજી રખેને,
તે એક ઇશ્વર સદા નમું નિત્ય તેને. ૪

જેનાથી ત્રાસિ વિચરે, જન ન્યાય રાહે,
સાક્ષી ગણી વરવહુ પરણે વિવાહે;
જેનો રહે ડર દિલે નરનારી એને,
તે એક ઈશ્વર સદા નમું નિત્ય તેને. ૫

### ઇંદ્ર વિજય છંદ.

ઓ પ્રભુ તું કરુણા કર કોમળ કોટિ કળા તણું કારણ તું છે;
ઓ પ્રભુ તુંજ અધિપતિ એક, સુધારણ ધર્મ ઉધારણ તું છે;
ઓ પ્રભુ તું ભય ભંજન ભૂધર ભાવિકનો ભવતારણ તું છે;
ઓ પ્રભુ તું દલપત્ત તણો પતિ દોષ દરિદ્ર વિદારણ તું છે.

### દોહરો.

આપ અમાપ પ્રતાપથી. મટે પાપ સંતાપ,
થાપ ઉથાપ કરણ તુંહિ, જય જય જગના બાપ.

### છપ્પય છંદ.

જય જય અશરણ શરણ, કરણ જગ હરણ સકળ દુઃખ;
તું પ્રભુ અભરણ ભરણ, તરણ તારણ કારણ સુખ;
કરણ. તું અજરા મરણ, ઠરણ જન ઠામ ચરણ તુજ;
તુજ જસમાં અગિ ઝરણ, વરણ ઉજ્વળ ભાસે મુજ;
ગુણ અધિક તેજ તારૂં અકળ, સકળ કળા કારણ કરણ;
દે પંથ ગૃંથ ગૃંથ ન કરણ, જય જય જય ધરણી ધરણ.

## નઠારી કવિતા વિષે તમાકુ પ્રતિ અન્યોક્તિ.

### મનહર છંદ.

અરે ઓ તમાકુ તારો તોલ તું તપાસ કર;
મિથ્યા મનમાંથી તારા મેલ અભિમાનને;
નાગરવેલીના ગુણ નિરખી જો નયનથી;
જેનો ગુણ વિશેષ વિદિત છે જહાનને;
તેની સાથે તું ગણાઈ તેની તો નવાઇ નથી;
રાખ સાથે કોઠીમાં ધરે છે લોક ધાનને;
વ્યસનિયો તારા પર તાળીયો વિશેષ પાડે;
તેથી તું ન પામર ગણીશ પાકા પાનને.
કારણ કવિતાનું જે નીતિપર પ્રીતિ વધે;

સરસ કે નરસ તો તે પર સંભાળીયે;
જે કવિતા વાંચીને અનીતિની અસર થાય;
એવી કવિતાને ઉના પાણીમાં ઉકાળીયે;
નીતિને અનીતિ મિશ્રભાવ જેનો ભાળીયે તો;
બાવળના કોયલાની સાથે તેને બાળીએ;
બેહેન કે બેટી પાસે બોલી ન શકાય બોલ;
એવી કવિતાને તો ઉકરડે ઉછાળિયે.
સુકવિની કવિતા તે નીતિનું પોષણ કરે.
પોષણ કારક જેવું માનું પયપાન છે;
મોટાં માણસોને સુણી મનમાં મિઠાશ લાગે;
મિષ્ટતા ભરેલું જેવું જગમાં મિષ્ટાંન છે;
કુ કવિની કવિતા વાંચ્યાથી કાળો કેર થાય;
અનીતિ ભરેલી ઝાઝા ઝેરની સમાન છે
કહે દલપતરામ કદી નહીં ધરો કાન;
નરક નિવાસની દેનારી તે નિદાન છે.

## ગીતિ વૃત.

ફટ દઇ પડજો ફાટી, જનિતા જગમાં કપૂત જણ નારી;
તેમજ જજો તૂટી; લખતાં લેખણ અનીતિ લખનારી.

## ગીતિવૃત.

સરસ નરસ રસ સમજે, કવિતા રસ તો તહાં પ્રગટ કીજે;
પણ સુઘરો કે ઘેટા, બાળક તો તે બજાવતાં રીઝે.

## સંપ લક્ષ્મી સંવાદ. દોહરા.

પ્રગટ જગત જેણે કર્યું, ધરૂં તેહનું ધ્યાન;
સંપ લક્ષ્મી સંવાદની, કથા સુણો સઉ કાન. ૧
આ અવસર આ દેશમાં, સંપ ન દીશે લેશ;
ઘરમાં કુળમાં નાતમાં, કરે કુસંપ કલેશ. ૨
બને ન ધણિ ધણિયાણિને, બિજા તણી શી વાત;
દુઃખમાં તેથી દેખિયાં, દેશી જન દીન રાત. ૩
સૌજન મન ધનને ચહે, ન ચહે સંપ જરૂર;
કાંઇ ન કરે કુસંપથી, એ અજ્ઞાનજ ઉર. ૪

તે કારણ કહું કલ્પિને, સંપ લક્ષ્મિ સંવાદ;
શુણિને સજ્જન સમજશે, વળિ તજશે વિખવાદ. ૫
શેહેર સરસ મનસાપુરી, જીવક રાજા જ્યાંહ;
નિર્ધનસા નામે કરી, વસે વણિક તે માંહ. ૬
કલેશી તેની કામિની, ઈચ્છે ભૂષણ અંગ;
કડવાં કથન કહી કહી, સદા લડે પતિ સંગ. ૭
પીટયા તુજને પરણિને, શું પામી હું સૂખ;
ખાવા પૂરણ પેટ નહિં, ભોગવું અડધી ભૂખ. ૮
હાથે ચૂડો હેમનો, હૈડે મુક્તાહાર;
તે સ્વપને નહિ સાંપડયાં, એળે ગયો અવતાર. ૯
બહુ રળિ રળિને નર બીજા, ઘણા ઘડાવે ઘાટ;
હું રાખું તુજ જીવતાં, અન્નતણા ઉચાટ. ૧૦

## ચોપાઇ.

કહ્યા કથન કામનિએ મૂખ, શેઠ સુણી દિલ લાગ્યું દૂખ:;
વસ્તિ તજી વિચર્યો તે વાર, માંડયું તપ જઇ વન મોઝાર. ૧૧
કિધું જતન શિવ મળવા કાજ, રિઝયા રૂડા રામેશ્વર રાજ;
કહે મહેશ વણિક વર માગ, ભલાંજ પ્રગટયાં તારાં ભાગ્ય. ૧૨
શાહ કહે શિવ થયા પ્રસન્ન, ધારૂં એટલું આપો ધન;
સઘળું જે થકિ પામું સૂખ, દેખું નહિ કોઇ દિનમાં દુ:ખ. ૧૩
એ સુણિ શંભુ વિચારે ઉર, જણાય આ અજ્ઞાનિ જરૂર;
માગે મુખથી ધન મુજપાસ, સમજે છે ધનમાં સુખવાસ. ૧૪
સપ વિના ધન શું સુખ કરે, ધિરજ ધારી વિચાર ન ધરે;
વળિ શિવજી ઉચર્યા શુભ વેણ, દાસ તણા દિલમાં સુખ દેણ. ૧૫
જા તું વણિક નગર કર વાસ, પરિપૂરણ હું પૂરિશ આશ ;
વળિ સાંભળ શુભ બીજી વાત, પ્રગટે જ્યારે કાલ પ્રભાત. ૧૬
નજરે તું નવિ દેખિશ નાર, પછી પુરૂષ પેખિશ તે વાર;
તે પાસે માગિશ તું જેહ, તુરત તને સાંપડશે તેહ. ૧૭
એમ કહિ શિવજી થયા અદર્શ, હઈડે વણિક ન પામ્યો હર્ષ;
ઉર ધરિ મેં શંકરની આશ, તેણે બતાવ્યું બીજા પાસ. ૧૮
શિવ પણ દીસે લોભી સહી, કોડી ઘરની કાઢે નહીં;

માગે માનત રોકડી સાર, આપે ફળ ધંધે ઉધાર. ૧૯
એમ ઉચરતો જન તે જાય, થિરતા તો મનમાં નવ થાય;
દ્રવ્ય વિના દુઃખ દેશે નાર, એમ વિચારી વશ્યો પુર બહાર. ૨૦

## દોહરા.

સ્ત્રી બાળક પક્ષી પશુ, એમજ પુરૂષ અધીર;
તરૂ ફળ કાચું તોડતાં ધરે ન ઘડીયે ધીર; ૨૧
જે જન ફળ પાકે જમે, સ્વાદ સરસ લે સોય;
બહુ તરૂ ઉપજે બીજથી, હાણુ આ પકવે હોય. ૨૨
વડો અધીરો વાણિયો, બેઠો નગર બહાર;
જાગની કાઢી જાગતાં, વિધ વિધ કરી વિચાર. ૨૩
આદિત્ય ઉગે ઉઠિયો, ત્યાં જઇ ગંગા તીર;
કર પદ મુખ શુદ્ધી કરી, નાગો નિર્મળ નીર. ૨૪
વસ્ત્ર ધરી વીચારિયું, વળિ તપ કરૂ વિશાળ;
તેજ વખતમાં ત્યાં કણે, સ્ત્રી દીઠી તતકાળ. ૨૫

## ચરચરી છંદ.

ધરતી પદ ધમ ધમાક, ઝાંઝર ધ્વનિ ઝમ ઝમાક;
ઠણુણુણુણુ ઠમ ઠમાક, ઘોરે ઘણિ ઘૂઘરી;
ઝગળગ મુખ કાંતિઝગાક; ખળળળ ભુજ ચૂડ ખળક;
ભળગળ શશિ ભાણુ ભળક, નથડી નાકે ધરી;
થન ગન તન ચાલ ચપળ, બણિ ઠણી શણગાર સકળ;
ઘણુણુણુણુ ઘોર અકળ, કીધો ચાલે કરી;
તાતાથૈ કરતિ ગાન, નાચતિ નટવી સમાન;
તિગડતા તિગડતાકતાન, સજતી તે સુંદરી. ૨૬

## દોહરા.

ભાળી આંખો મદ ભરી, ભૂલી તનનું ભાન;
શરમ ધરમ સંક્ષેપ છે, અતિ ઝાઝુ અભિમાન. ૨૭
દુનિયાંને નહિં દેખતી, ઠરે ન પગ થિર ઠામ;
વૈદ[1] વૈદ મુખ બોલતી, ભાળિ સુંદર ભામ. ૨૮
પાછળ પટ સંકોરતી, આગળ ઢાંકે અંગ;

૧ જ્યાં લક્ષ્મી હોય ત્યાં વૈદનો બહુ ખપ પડે છે.

પગ ઉઘાડા પાછલ્યા, ધારી ન જૂએ ઢંગ. ૨૯
પૂછ્યું વણિકે પ્રીતથી, તે નારીને ત્યાંહિં;
કોણ તમે છો ક્યાં થકી, આજ પધાર્યા આહિં. ૩૦
શૂણિ બોલી તે સુંદરી, હું લક્ષ્મી જગમાત;
આવી તુજ કારણ અહીં, શિવ પ્રેરી સાક્ષાત્. ૩૧

## ચોપાઇ.

આવિશ તુજ ઘર ભણિ હું આજ, સારિશ ધનનાં સઘળાં કાજ,
શુણિ હરખ્યો સાનિર્ધન નામ, ત્યાં પૂરૂષ દીઠો તે ઠામ. ૩૨
નેણ શિતળ સ્નેહે ભરપૂર, દેખી આનંદ ઉપજે ઉર;
મુખમાં વાણી મધુરી ઘણી, તોડે અડચણ [1]રસ્તા તણી. ૩૩

## સવૈયો.

પોપટ કોકિલ મોરનિ વાણી, કહે સગળા કવિરાજ વખાણી;
કાગની કંઠ વખાણ કરે કઇ, બાળક બોલિ સુતો તળી જનણી;
મોરલીના દધિ મોઘન ગાજ, કહે કઇ મીઠિ કનીની કહાણી;
એ સહુ વાદ વૃથા જગ મધ્ય, મિઠી સઘળા થકી સંપની વાણી ૩૪

## દોહરો.

મોરલી નાદે નાગ જયમ, ડોલે દવેષ વિસારિ;
સંપનિ વાણી સાંભળી, સૌ રીઝે સંસારિ. ૩૫

## સવૈયો.

૧ સંપ હરેક શીરરતાની અડચણોં તોડી નાંખે છે.

કુત્સિત કાગ કપોતનિ વાણિ, કહે સઘળા કવિયો અવખાણી
શ્વાન મહીષ મની અજ શબ્દ, કહે વળિ વળી ભ્રષ્ટ કવીની કહાણી.
ગર્ધવ ગીધ ઉલૂક ગીરા, જગમાં અપ શુકન કરી જન જાણી;
એ સહુ વાદ વૃથા દલપત્ત, કહે બડી કુર કુસંપનિ વાણી. ૩૬

## ચોપાઇ.

નર રૂડો નિરખી નિરધાર એ પ્રતિ વણિકે કર્યો ઉચાર;
શાથિ પધાર્યા શું તમ નામ, કહો અહિં આવ્યા શે કામ. ૩૭
હુંછું સંપ હરીનો દાસ, પુરારિયેં પ્રેર્યો તુજ પાસ;
જોહુંને લક્ષ્મીમાં જેહ, તત્વ સમજવું તોલે તેહ. ૩૮

સાહુ કરે તુજમાં શો માલ, લક્ષ્મી લઇને થાઉ નિહાલ;
બોલ અધિક તારૂં બળ હોય, વળી વિચારી સમજુ સોય. ૩૯

**દોહરો.**

સંપકહેછે. સેઠ તું વિચાર મારીવાત.
સંપ તણો મહિમા સદા, વિશ્વ વિષે વિખ્યાત. ૪૦
સૃષ્ટિ સમે સૌમાનવી, વસતાં વનમોઝાર;
બિહિતાં એક બિજા થકી, નોતો સંપ લગાર. ૪૧
પેરણુ છાલો પાંદડાં, ખાવા વન ફળ ફૂલ;
વનમાં વશિને વેઠતાં, દેહે દુઃખ અતુલ્ય. ૪૨
પછિ આપી પરમેશ્વરે સંપ તણી મતિ સાર;
એક બિજાનિ સહાયથી, બન્યા ભલાં ઘરબાર. ૪૩
જેમ સુસંપ વધ્યો ઘણો, અડચણ ભાગી એમ;
બાંધ્યા બંદોબસ્ત બહુ જન દુખી થાય ન જેમ. ૪૪
અબળ સબળ સૌ સુખિ થયાં, દુખ થયું સૌ દૂર;
તે કારણ સૌ સંપનું, જાણો તમે જરૂર. ૪૫
સંપ થકી સુખ ઉપજે, સંપથી જાય ક્લેશ;
જે નરને ઘર સંપ નહિં, લેશે સુખ નહિં લેશ. ૪૬
તે માટે તુજને કહું, અંતર રાખ્ય ઉમંગ;
લાલચ મેલી લક્ષ્મીની, સંપ તણો સજ સંગ. ૪૭
સાંભળી ભાષણ સંપનું, ચડી રમાને રીસ;
બોલિ ઉઠી બે બાકુળી, કોપ્યો જાણે ફણીશ. ૪૮
સાંભળ મુરખા સંપતું, આણે કેમ અભિમાન;
નિર્ધનિયો નર લોકમાં, ક્યાં પામ્યો સનમાન. ૪૯
ધનથી મન ગમતું મળે, સુખ સૌ ધનને સાથ;
સર્વ રહે શેવક થઇ, હોય દ્રવ્ય જો હાથ. ૫૦
થળ થાનક જળ ધન કરે, જળ થાનક થળ થાય;
ઉજડ વડા અણ્યમાં ધનથી શેહેર વસાય. ૫૧
વણકર ધનને વાસતે, આપે વસ્ત્ર અપાર;
ધન કારણ સોનાર પણ, સરસ ઘડે શણગાર. ૫૨
પામર ઉચકે પાલખી, બેસે ધનિનાં બાળ;

હુકમ ચલાવે હામ ધરિ, પૈસાથી મહિપાળ. ૫૩
સંપ કરીને શૂદ્ર જન, ઉપજાવે તરૂ થોક;
ભલાં ભલાં ફળ ભોગવે, લક્ષ્મીવાળા લોક. ૫૪

આજ પછી અભિમાનના, બોલીશમાં મુખ બોલ;
નહિં તો નિર્લજ તું થશે, તરણા સરખે તોલ. ૫૫

છપ્પા.

સંપ કહે સુણ રગા, જનમ તારો હું જાણું;
વળિ જાણે સૈ વિશ્વ, કેમ વિસ્તારી વખાણું;
પય ખારાની પુત્રી, ભયંકર વિષની ભગની,
વિષ કરતાં વિશેષ, ઉડે સંભારે આગની;
વિષ પ્રાણ હરે પોતે મરી, કરે એકને ક્લેશ છે;
તેં જીવતી રહીને જગતમાં, દીધા ઉજાડી દેશ છે. ૫૬
કૌરવ પાંડવ કૂળ, મૂળથી નાંખ્યાં મરડી;
રાવણનું પણ રાજ, ઝડપ તેં નાંખ્યું ઝરડી;
બહુ રાજાનાં રાજ, સંપ તજવાથી તુટયાં;
સરસ હતા સુલતાન, સંપ ફીટે ઘર ફૂટયાં;
પરિ પૂરણ લક્ષ્મી પામિને, સંપ વિના નહિં સુખિ રહે;
નિજ ઘરમાં ઘણા કુસંપથી, મોટા પણ મરવા ચહે. ૫૭

દોહરો.

હરના ઘરમાં હર ઘડી, થતું હશે તોફાન;
સંપ ન દેખી શંકરે, પિધું હશે વિષ પાન. ૫૮

છપ્પો.

ગિરિજા ગંગા સોકય, હશે હર રોજે લડતી;
ઇંદુ અગ્નિની જયોત, પરસપર નિશ્ચય નડતી;
વાઘ વૃષભને વેર, મોર મણીધરને મારે,
સિંહ હાથિનું શીર, તોડવા તુરત વિચારે;
શીવ સેવક દાનવ દેવ બેહુ, મારા મારી કરિ મરે,
ઘરમાં એવો કજિયો ઘણો, સહન થયો નહિ શંકરે. ૫૯
સમ ધાતુમય સરસ, શૈલ કૈલાસ વસે હર,
ધનપતિ ધાર્યો મિત્ર, કરે આશા કિંનર નર;

લંકા સરખાં લાખ, દાસને બક્ષિસ દેછે,
ગરૂ એ પુત્ર ગણેશ, રિદ્ધિ જેથી જન લેછે;
પણ બે બૈયર ચડબડ કરે, પલંગ ત્યાં કુણ પાથરે,
શિવ શયન કરે સમશાનમાં, ભીખ માગિ ભોજન કરે. ૬૦

દોહરો.

તન રોગી શિર શત્રુતા, જર આવે ને જાય;
પણ જો સંપ કુટંબમાં, શીતળ રહે સદાય. ૬૧

છપ્પો.

જુઓ ઇંદુને અંગ, રોગ ક્ષય લાગિ રહેછે,
રાહુ સમો શિર શત્રૂ, વાર ઘણિ ઘેરી લેછે;
કાળું લાગ્યું કલંક, વિરહણી ગાળો આલે,
ચોથ તિથીમાં લોક, ચક્ષૂ આડી કરિ ચાલે;
વળિ તે જમ તાપ વધે ઘટે ક્લેશ કદી નવ મન કરે,
જોઇ સંપ કુટંબ નક્ષત્રપતિ, સદા શિતળ થૈને ફરે. ૬૨

દોહરો.

સંપ વિના સુખિ હોય જન, સૌ પૂરેજો સાખ;
તો પરિપૂરણ પેટ ભરિ, રમા ગરવ તું રાખ. ૬૩
જગમાં બહુ જન ધન વિના, સંપ થકી સુખવંત;
શાખ પૂરે સંસારમાં એની લોક અનંત. ૬૪
તો તારૂં અભિમાન તજી, રહેજે શરગ સમેત;
વગર વિચાર્યું બોલતાં, ફોગટ થઇશ ફજેત. ૬૫
શાખ ન પૂરે સર્વ તો, બહુ બકવે શું થાય;
આપ બડાઇ આપ મુખ, ગંડક લોકો ગાય. ૬૬

ચોપાઇ.

કર બકવા તું સંપ કુપાત્ર, મુજ આગળ તું છે કુણ માત્ર;
વસું વિષ્ણુને અરધે અંગ, નહિં લવવા લાયક તુજ સંગ. ૬૭
અતિ જનમાં પામ્યો અપમાન, સમજ્યો નહીં ન આવી સાન;
કાઢ્યો રાવણે પકડી કેશ, દુરજોધને તજાવ્યો દેશ. ૬૮
જાદવના કુળમાં પણ જઇ, નાઠો અંતે નિર્લજ થઇ;
રહિ ન શક્યો જ્યાં ગારૂં રાજ, નિર્લજ તનેન આવે લાજ. ૬૯

જે જગમાં જન તારા હોય, તે મુજ સેવક તુલ્ય ન કોય;
તેનો કર તું ચિત્ત વિચાર, એ પછિ અદકો કર ઉચ્ચાર. ૭૦
જો ધનવંત સભામાં જાય, સકળ સભાસદ ઊભા થાય;
આપે વળી ઉત્તમ આસન, નહિં સન્માન લહે નિર્ધન. ૭૧
ધનિનાં બાળક નહાનાં વરે, નિર્ધનના કુંવારાં ફરે;
સોકો સગાં સધનના હોય, નિર્ધનિયાનું ન થશે કોય. ૭૨
વસે શ્રીમંત હવેલી કરી, નિર્ધનની દીસે છાપરી;
સરે સિપારસ રાજ દવાર, ગાંઠે જેને ગરથ અપાર. ૭૩
નિવડે ધનવંતાનો ન્યાય, જન નિર્ધનિયો માર્યો જાય;
લક્ષ્મી વિના શ્રી વિષ્ણુ જેહ, સમર્થ રહિ શકે નહિં તેહ. ૭૪

**દોહરો.**

સંપ કહે તે સર્વે તુજ, ફંદની વાતો ફોક;
સંપ વિના શ્રી વિષ્ણુ પણ, સદાય પામે શોક. ૭૫

**છપ્પા.**

સંપ વિના ગોલોક, શોક રાધા વીરજાનો;
સંપ વિના સંતાપ, રૂકમણી સત્યભામાનો;
સંપ વિના શ્રી રામ, વસ્યા સીતા લઈ વનમાં;
સંપ વિના મૃગ માગિ, ખોઇ સીતા ખળ જનમાં;
માહા સમર્થ તે પણ સંપ વિણ, લહે દુઃખ લક્ષ્મી પતી;
એવાને આંસુ આવીયાં, કહો મનુષની કુણ ગતી. ૭૬

કોશળ દેશ નરેશ, જગત દશરથને જાણે;
સહિત રામ સુત ચાર, વડા કવિ વિવિધ વખાણે;
લક્ષ્મી મળી અલક્ષ, ભલા જન કીરતી ભાખે;
કૈકેને કૌશલ્યા, રાણિયો સંપ ન રાખે.
નૃપ મોત વિના મૃત્યુક થયું, સંપ વિના સુત વન ગયા;
વળિ જગમાં જુઓ વિચારિને, સંપ તજી સુખિ કો થયા. ૭૭

**દોહરો.**

સંપ સુણો કમળા કહે, તજ અભિમાન અભંગ;
સ્વતંત્ર સુખ જન જે ચહે, તજે તુરત તુજ સંગ. ૭૮

## છપ્પા.

કિસકંદા પુરિ ભૂપ, વાળિ સુગ્રિવ બે વાનર,
સેવ્યો જ્યાં લગિ સંપ, સુખ પામ્યા ન સ્વતંતર;
કાપિ સંપનું નાક, તજ્યો સુગ્રિવને જ્યારે,
રાખ્યું સ્વતંત્ર રાજ, વાળિ સુખિ વસિયો ત્યારે;
સુગ્રિવ વાળિને મારિ વળિ, નિષકંટક સુખ અનુસરે,
નર ચહે પદવિ પૃથિનાથની, સંપ રાખિને શું કરે. ૭૯
જો લંકાપુરિનાથ, રાય રાવણુ જગ જાણે,
કુંભકરણુ ભડ ભ્રાત, વિભીષણુ બિજો વખાણે;
સેવ્યો એકે સંપ, મુઓ તે રાવણુ સાથે,
તજ્યો વિભીષણુ સંપ, છત્ર માંડયું નિજ માથે;
જે તજે સંપ તે નૃપ બને, ન તજે નોકર થઈ ફરે,
નર ચહે પદવિ પૃથિનાથની, સંપ રાખિને શું કરે. ૮૦

## દોહરા.

સ્વાદ હશે જો સંપમાં, હરડે જેવી હોય;
કરશે ગુણ કોઈ અવસરે, કહે તુરત નહિં કોય. ૮૧
ધનનો સ્વાદ સરસ ઘણો, સાકર ને અનુસાર;
મીઠી લાગે મૂખમાં, લઇ ચાખતાં લગાર. ૮૨
સંપ કહે સાકર વિષે, કુસંપ ગંધક તેલ;
મળતાં કાળો કોયલો, નિરખ્યો નકી બનેલ. ૮૩

## છપ્પા.

સંવત તેર ત્રેપન, સાલ વિક્રમની જ્યારે,
દિલ્લિ અલાઉદ્દીન, તખતપર બેઠો ત્યારે;
મંત્રી મલેક જેમ, રાજ લેવા રૂચિ જોડી,
વિખ દઈ માર્યો શાહ, શાહજાદા ચખ ફોડી;
પણ એક માસ દિન પંચ સુખ, ભોગવિ ભુંડિ રિતે મુઓ,
તજિ સંપ નહીં સુખ સંપ જે, જરૂર વિચારીને જુઓ. ૮૪
દિલ્લી આદિક દેશ, થયા જગમાં નૃપ જે જે,
સેવ્યો નહિં જો સંપ, મુઆ વણુ મોતે તે તે;
કોઇને કુંવરે હણ્યો, હણ્યો કોઇને નિજ ભ્રાતે,

કોઇ પ્રધાને હણ્યો, હણ્યો કોઇને પિતુ માતે;
શુભ રીતે સંપ ન સેવતાં, રાજા રંક પિડાય છે;
ધનથી સુખ કો નથિ ધારતું, સંપ થકી સુખ થાય છે. ૮૫

## દોહરો.

નારદ ને પર્વત ઋષી, મતિવંતા બે મિત્ર;
કન્યા કાજ કુસંપથી, આપ થયા અપવિત્ર. ૮૬
થતો સ્વયંવર સાંભળી, ઉર ધરી ને અભિલાષ;
એક બિજાથી અણુછતાં, પહોચ્યા વિષ્ણુ પાસ. ૮૭
જૈ નારદ જગદીશને, ભણે શુણો જગ ભૂપ;
સમે સ્વયંવરને વધે, રૂડું મારૂં રૂપ. ૮૮
પર્વત રૂષિનું ત્યાં પ્રગટ, મુખ મર્કટનું થાય;
વનિતા તેને નવ વરે, પર્વત પાછો જાય. ૮૯
તથાસ્તુ બોલ્યા ત્યાં હરી, નારદ ગયા નૃલોક;
પર્વત રૂષિ આવ્યા પછી, ફજેત થાવા ફોક. ૯૦
કર જોડી હરિને કહે, દો મુજને વરદાન;
કાયાની કાંતી વધે, સૂરજ કોટિ સમાન. ૯૧
નારદનું તો ત્યાં નકી. મર્કટ સમ મુખ થાય;
તથાસ્તુ બોલ્યા તે શુણી, રાજિ થયા મુનિરાય. ૯૨
મંડપમાં મુની બે ગયા, સંપ તજી ચહિ સૂખ;
સુંદર રૂપ શરીરનાં, મર્કટ જેવાં મૂખ. ૯૩
ભય પામી બહુ ભાળતાં, કન્યા તો તે કાળ;
પાછી નાઠી પદમણી, વદન દેખિ વિકરાળ. ૯૪
તે તો ત્રીજાને વરી, રૂષિ બે ગયા નિરાશ;
કુસંપ કીધે નવ સરી, એકે જણની આશ. ૯૫
એમજ જન આ દેશના, ગુણ પોતાના ગાય;
અવગુણ અન્યોઅન્ય કહિ, બે મર્કટ મુખ થાય. ૯૬

## ચોપાઇ.

નિર્ધન એક હતો નર નિત્ય, વન વિચર્યો સુત નારિ સહીત;
ધરિ તપ બેઠાં રાખી ધ્યાન, દેવે પછિ દીધાં વરદાન. ૯૭

ઉમર માંહિ એકેકીજ વાર, ઇચ્છા ધરી કરજો ઉચ્ચાર;
ઇચ્છા પૂરણ કરીશ એજ, અધિક ન આપું કશો અવેજ. ૯૮
પ્રસન્ન થઇ પાછાં જ્યાં જાય, રસ્તામાં દીઠો કોઇ રાય;
તેની રાણિ થવા તતખેવ, દીલમાં સ્ત્રીયેં સમર્યા દેવ. ૯૯
રમા બરોબર પ્રગટ્યું રૂપ, ભાળીને લોભાણો ભૂપ;
ધણીએ મનમાં ક્રોધજ ધર્યો, ઇચ્છા કરિ એવું ઉચર્યો. ૧૦૦
રંડા રીંછડિ રૂપે થાય, તતક્ષણ તેમ થયું પળમાંય;
પછિ રહિ પુત્ર પતીની પાસ, અંતરમાં ત્રણ થયાં ઉદાસ. ૧૦૧
પછિ કીધી પુત્રે ઈચ્છાય; પ્રથમ હતી તેવી તે થાય;
સંપૂરણ કદિ દેવ પ્રસન્ન, સંપ વિના નહિં સુખ સંપન્ન. ૧૦૨
વળિ કહું વાત અલૌકિક એક, સાંભળી કરજો શેઠ વિવેક;
વાડવ એક ગયો શિવ પાસ, પ્રીતે પૂજ્યા શ્રાવણ માસ. ૧૦૩
દેવ કહે માગો વરદાન, બ્રાહ્મણ બોલ્યો ધરિને ધ્યાન;
જે ટાણે હું ચિંતવું જેહ, તુરત મળે મુજ વસ્તુ તેહ. ૧૦૪
ત્રિનયન કહે જા તેમજ થાય, ઘણો હરખિ દ્વિજ ઘર ભણિ જાય;
સ્મરતાં વસ્તુ જડે સાક્ષાત, ભેદજ જાણ્યો તેને ભ્રાત. ૧૦૫
તે પણ ગયો ત્રિલોચન સ્થાન, પૂજી શિવ પામ્યો વરદાન;
મારો વિર માગે જે પેર, બમણું તેથિ મળે મુજ ઘેર. ૧૦૬
દીધું એજ વચન માહાદેવ, તે પછિ ઘેર ગયો તતખેવ;
મોટે માગ્યા સાતજ માળ, આને ચૌદ થયા તે કાળ. ૧૦૭
મોટે માગી પંદર ગાય, આને એથી બમણી થાય;
હય હાથી પાલખી પલંગ, સાંપડિયાં બે જણને સંગ. ૧૦૮
સંપ વિના ઈર્ષા થઇ ઉર, દેખી દાઝ્યું દીલ જરૂર;
મોટો કહે મારૂં ધર આજ, અરધો અરધ બળો મહારાજ. ૧૦૯
તેનું અર્ધું બળ્યું તતકાળ, આના બળ્યા સમૂળા માળ;
મોટો કહે મુજ ધરનાં જન, સૌનું ફૂટે એક લોચન. ૧૧૦
તેની આંખ અકેકી જાય, આનાં સઘળાં અંધાં થાય;
હવે વિચારો એના હાલ, લક્ષ્મીમાં શો મોટો માલ. ૧૧૧

**દોહરા.**

**સાંભળિ મનમાં શેઠને, સંપથિ થયો સનેહ;**

લક્ષ્મી જોઈ લાજી ઘણી, ઉચરી અવસર એહ. ૧૧૨
સાંભળ નિરધન શાહ તું, સો વાતે એક વાત;
ભાસે તુજને જે ભલું, તે તું લે સાક્ષાત. ૧૧૩
શા માટે તું શેઠિયા, વસ્યો આવિ વનવાસ;
કીધું તપ શા કારણે, શું માગ્યું શિવ પાસ. ૧૧૪

છપ્પો.

પાણીની જો પ્યાસ, દૂધથી કયમ દુઃખ ભાગે;
હોય અન્નની ભૂખ, મૂખ મોતી કયમ માગે;
સુધરે લુણથી શાક, માંહિં સાકર શું કરવી;
આગથી પાકે અન્ન, ફુલ માળા કયમ ધરવી;
કહે કમળા નિર્ધનશાહ શુણ, જેનું કામ તે જે કરે;
તેં કીધું તપ ધન કારણે, સંપથિ ઇચ્છા શું સરે. ૧૧૫

સવૈયા.

મોર ચહે ઘન ઘોર ઘટા, શશિ તેજ છટા થકિ શું સુખ પામે;
દર્શન ચંદ્ર ચકોર ચહે, ઘન ઘોર ઘટા થકિ કેમ વિરામે;
દીપક સંગ પતંગ ચહે, નહિં ગંગ તરંગ થકી દુખ વામે;
નીરજ નીરથિ દૂર થઇ, નહિં ધીર ધરે કદિ ક્ષીરને ઠામે. ૧૧૬

દોહરા.

વેઠયું દુખ તેં ધન વિના, એ ન વિસારિય આપ;
જો ચૂકિશ આ અવસરે, પછિ થશે પરિતાપ. ૧૧૭
સાંભળિ નિરધનશાહની, કાયા ઉપજ્યો કંપ;
લક્ષ્મી લેવા લાગિયો, સજ થઇ બોલ્યો સંપ. ૧૧૮
વાત છેલિ તું વાણિયા ઉર ધર ધરી ઉમંગ;
પછિ હું રસ્તે પરવરૂં, તું જા તેને સંગ. ૧૧૯
એક નગરિ ઉજાણુ પુરી, રાજા વિક્રમ રાજ;
નગરશેઠ નિમચંદજી, લાયક જેની લાજ. ૧૨૦
સુખ સંપત્તિ સુમાર નહિં, મહિમા બહુ જગ માંહિં;
હવેલિ ઘોડા હાથિયો, કસુર ન દીસે કાંહિ. ૧૨૧
વખત એક રજની વિષે, સુખસજ્યા મોઝાર;
પોઢયાં પીયુ ને પ્રેમદા, ઇંદ્ર શચી અનુસાર. ૧૨૨

પલંગ રૂડા રંગનો, કરેલ મેનાકાર;
શોભે ઘર સૂવા તણું, ભાગ્ય તણો ભંડાર. ૧૨૩
કાચ જડયા કંચન વિષે, ઝગમગ ઝાક ઝમાળ;
તારા સારા તુલ્ય ત્યાં, દીપે દીપક માળ. ૧૨૪
શેઠ કહે શુણુ સુંદરી, પગ મારા પીડાય;
જો તું ચાંપે જોરથી, તો સુખ શાંતી થાય. ૧૨૫
કામનિ ક્રોધ કરી કહે, નહિ એ કામ કરાય;
શું સુખ તમથી સાંપડયું, પ્રીતે ચાંપું પાય. ૧૨૬
નથમાં મેં મણિ નિરખિયો, પટરાણીની પાસ;
ઉપજે જેથી અતિ ઘણો, પાવક વિના પ્રકાશ. ૧૨૭
તે લેવા તમને કહ્યું, હઠ કરિ વાર હજાર;
કહિ કહી થાકી કાન પર. લિધી ન વાત લગાર. ૧૨૮
માગી ચીજ મળે નહીં, નિષ્ફળ મોટું નામ;
શું કરૂં તારી સાહિબી. કાંઇ મારે નથી કામ. ૧૨૯

## ચોપાઇ.

શેઠ કહે સાંભળ ધરિ સૂખ. મણિ જે દિન તેં માગ્યો મૂખ;
જગમાં શોધું છું જતનથી, મણિ એવો તો મળતો નથી. ૧૩૦
પૃથવી પતિની પત્ની પાસ, એ મણિનિ કયમ કરિએ આશ;
જો જાણું કાંઈ એની જોડ, કરૂં ખરિદ દઇ લાખ કરોડ. ૧૩૧
ન મળે તેનો નહિં ઉપાય, ઠાલો હઠ લીધે શું થાય;
હઠ કરિયે નિજ કંથ હજુર, જેવી તેની શકિત જરૂર. ૧૩૨
કામનિ કહે ન મળે મણિ કેમ, જૂઠું કહિ સમજાવો જેમ;
જાણો હું ભોળી નહિં જાત, વરતું બધી કપટની વાત. ૧૩૩
જે નરનું પર સ્ત્રીમાં ચીત, પરણી સંગ ન બાંધે પ્રીત;
એમાં આવી અનેક વાત, જનમ દુઃખણી મારી જાત. ૧૩૪
પૂર્વ જન્મનું પાપજ નડયું, પાનું તમ સાથે જે પડયું;
આપે જન્મ જનેતા જેહ, કર્મ ન આપે કોઈ પણ તેહ. ૧૩૫
ભવ પૂરો સુખ દુખથી ભરૂં, કશી ન આશા તમથી કરૂં;
સ્વપને હું નહિં પામી સૂખ, દૈવે મુજને દીધું દુઃખ. ૧૩૬

### દોહરા.

મળિને મામા મામિયો, મળિ મારાં માબાપ;
ભાઈ અને ભોજાઈએ, પરણાવ્યું આ પાપ. ૧૩૭
મામા? મામી ભુમિમાં, પામ્યાં પાપે પાપ;
ભાભી પાપે પામિ ભે, ભે પામ્યાં માબાપ. ૧૩૮
જે ખાશે તે જાણશે, શેર અટકળે અન્ન;
કદિ કન્યાનાં નહિં કરે, લખેશરીથિ લગન. ૧૩૯
શેઠ કહે શેઠાણી તું, શામાટે ધર શોક;
મુખે જેટલા માગ તું, રૂપૈયા દઉં રોક. ૧૪૦
સદાય મારૂં શિયળ વૃત, પડે ન પડતાં પ્રાણ;
મેણું પર સ્રીનું મને, બહુ સાલે જેમ બાણ. ૧૪૧
એવાં કેમ તું ઉચરે, વાલ્હી વાંકાં વેણ;
રાતાં આવાં રીસથી, ઘટે ન કરવાં નેણ. ૧૪૨
સુખમાં વશિયે સંપથી, ભામિનિને ભરતાર;
મધુરે વચને માગિયે, સંપતિને અનુસાર. ૧૪૩
નારી તું પ્યારી ઘણી, અરધું જેવું અંગ;
મિલકત સઘળી માહરી, આપું તને અભંગ. ૧૪૪
તો પણ નિત્યે તું કરે, કારણ વિના કલેશ;
ચંદ્ર ન આવે ચપટિમાં, હઠ લે બાળ હમેશ. ૧૪૫
આપણ થકી અભાગિયાં, દેખી તેનાં દુઃખ;
સંગ્રહિયે સંતોષ તો, સદાય ઉપજે સૂખ. ૧૪૬
પામ્યો નહિં જે પગરખાં, દુખ પોકારે મૂખ;
પણ બીજાને પગ વિના, દેખી વિસારે દુઃખ. ૧૪૭
તૃષ્ણા ઝાઝી તેજ જન, હઈડે બળે હમેશ;
તૃષ્ણાથી ત્રિભુવન ધણી, લઈ ન શકે સુખ લેશ. ૧૪૮
ગુણિયલ વિક્રમ નૃપ ગયો, પંડે પાંડવ દેશ;
ઈંદ્રપ્રસ્થ અવલોકિને, કરવા લાગ્યો કલેશ. ૧૪૯
પસ્તાવો બહુ પામિને, બોલ્યો મેલી લાજ;
આ દોલતની આગળે, રાંક તુલ્ય મુજ રાજ. ૧૫૦

દોષ કશો નહીં દૈવનો, નહીં મુજ ભલાં નશીબ;
ધરાવિ નામ ધરાપતિ, ગતિમાં રહ્યો ગરીબ. ૧૫૧
ગરિબી પોતાની ગણી, અતી અંતર ધરી આશ;
સેવે વિર વૈતાળને, દીનપણે થઇ દાસ. ૧૫૨

## ચોપાઇ.

તે માટે રામા તજ રોષ, સુખ નહિં લેશ વિના સંતોષ;
સુખ પીયરનું તું સંભાર, શરિરે વસ્ત્ર ન મળતું સાર. ૧૫૩
કરતી મજુરી જેવાં કામ, પળિ ઘડિયે ન મળે વિશ્રામ;
એથી તો સુખ અદકું આજ, કિંકર કરે હુકમથી કાજ. ૧૫૪
ભામનિ શુણિ થઈ ક્રોધ ભરેલ, જ્યમ જગ રેડયું તાતે તેલ;
મારાં દુર્બળ માને બાપ, એ મેણું મુજને ક્યમ આપ. ૧૫૫
કુવે પડું જીવ દઉં તતકાળ, વિખડાં વાટિ પિવું વિકરાળ;
કુટે શીશ કરે પાખંડ, પાપણિ બોલે વચન પ્રચંડ. ૧૫૬
વળતી શેઠ વિચારે વાત, જુવતી મૂર્ખ જનાવર જાત;
સમજાવ્યો સમજે નહિં ન્યાય, માર વિના મારગ નહિં થાય. ૧૫૭
ડરે દેખી પશુ કરે વિચાર, પણ ન વિચારે નિરલજ નાર;
શિક્ષા કરી વળિ થાશે શોક, ક્રોધી મુજને કેહેશે લોક. ૧૫૮
ધીરજ તે માટે મન ધરૂં, ચાર ઉપાય ચતુર થઇ કરૂં;
સામ દામ ને ભેદ ગણાય, પછિથી ચોથો દંડ ઉપાય. ૧૫૯

## દોહરા.

સમજણ દેવી સામર્તે, દેવી લાલચ દામ;
ભેદે ભય ઉપજાવવો, દંડ સજે સંગ્રામ. ૧૬૦
નારી મારી વાત સુણ, સારી ધારી સ્નેહ;
મળવો ફરિ આ મુલકમાં, દુર્લભ મનુષા દેહ. ૧૬૧
આયુષ તો વળિ અલ્પ છે, ઘડિ ઘાડ ઘટતું થાય;
પછિ તે પળ નહિં પામિયે, જે પળ વીતી જાય. ૧૬૨
માટે મોટું મન કરી, સદાય રહિયે શાંત;
કોઈ વખત કરિયે નહીં, ક્લેશ બુદ્ધિ કલપાંત. ૧૬૩
એ રીતે અતિપય કર્યો, શેઠે સામ ઉપાય;
કાન ધરે નહિ કામની, શી રીતે સમજાય. ૧૬૪

ગન માન્યાં આગળ મુક્યાં, ચરણુ ચોળી ચીર;
સામું ન જુવે સુંદરી, જ્યમ વિતરાગી વીર. ૧૬૫
તારૂણિ છેક ન તાણુ તું, તાણે તૂટી જાય;
સ્નેહ તુટે તો સાંધતાં, વચગાં ગાંઠ વળાય. ૧૬૬
તજશું જો તગને અમે, કરશો શું પછિ કાજ;
પસ્તાશો બહુ પ્રેમદા, માટે માનો આજ. ૧૬૭
એમ કહી અવળે મુખે, સૂતો રાખી રીસ;
અંક કર્યા જ્યમ એ ઘડી, ત્રેસઠના છત્રીસ. ૧૬૮
તો પણુ રહિ નહિં તે વળી, બકવા કરતી બાળ;
શુણુતાં દિલગાં શેઠને, ઝાઝી પ્રગટી ઝાળ. ૧૬૯
બહુ કહ્યું જે બોલ નહિં, ધરિ શકતો નથી ધીર;
તો પણુ મારે તારૂણી, તિક્ષણુ વાયક તીર. ૧૭૦
શેઠે ઉઠી સોટી લઇ, ગાર્યો પૂરણુ માર;
બાળા તોપણુ બોલતી, લે નહિં થાક લગાર. ૧૭૧
પછિ ઘરના પાડોસના, આવ્યા લોક અધિક;
સૌ ઠપકો દે શેઠને, કામ ન કીધું ઠીક. ૧૭૨
દિલ સંભારી દૈવને, નર નાંખે નિશ્વાસ.;
બેઠો આવી બારણે, અંતર થઇ ઉદાસ. ૧૭૩
મૃત્યક માગે મુખ થકી, પરમેશ્વરની પાસ;
સંપ વિના સંપત્તિ પતિ, તજિ જિવતરની આશ. ૧૭૪

**ચોપાઇ.**

વળિ ત્યાં તો કૌતકની વાત, નજરે ત્યાં નિરખી સાક્ષાત;
પરદેશી નરને વળિ નાર, સુતાં ઓટલે શેઠ દુવાર. ૧૭૫
પિયુના પ્યારી ચાંપે પાય, હેતે વાત કરી હરખાય;
ઘરૂણી પ્રીત જણાવે ઘણી, ધન્ય જન્મ મન ધારે ધણી. ૧૭૬
સ્વામિ કહે સુંદરી સુણુ આપ, બહુ ધનવંતો છે તુજ બાપ;
ત્યાં જઇને સુખથી વસ તુંય, દુઃખ સુખથી દિન કાઢિશ હુંય. ૧૭૭
શા ગાટે દુઃખમાં મુજ સંગ, વશિ વણુસાડે તનનો રંગ;
હું પામિશ સુખના દિન નવા, તો તુજને આવિશ તેડવા. ૧૭૮
નારિ કહે શુણિયેં હો નાથ, હું નહિ તજું તમારો સાથ;

ભોગવું આવી સુખમાં ભાગ, દુઃખમાં કરૂં તમારો ત્યાગ. ૧૭૯
પૂરી દઉં પ્રભુની ચોર, ક્યાં તે છૂટું કર્મ કઠોર;
વસું વિજોગે દિન એટલા, જીવવું જગમાં દિન કેટલા. ૧૮૦
સગપણ સત્ય ઘણાંમાં ઘણું, તે તો ધણિ ધણિયાણી તણું;
પિયર તણી પાલખી દુખકાર, સસરાની શૂળી સુખકાર. ૧૮૧
એમ કરે વાતો અતિ ઘણી, જાણે એજ ઉજાણનાં ધણી;
સુણિસુણિ શેઠનું અંતર બળ્યું, સુખ આવું સ્વપને નહિ મળ્યું૧૮૨
અતિ ધિક ધિક મારો અવતાર, સુખથી નહિં માંડયો સંસાર;
આ ધનમાં અંગારો પડો. હે પ્રભુ સંપ મને સાંપડો. ૧૮૩
જે સુખમાં આ બે જણ વસે, એ સુખ વિક્રમને નહિં હશે;
જીવતર ધન્ય એતું જગમાંહી, એથી સુખ નથી અધિકું કાંહી.૧૮૪

## દુખી જીવતર વિષે.

### છપ્પો.

રહે શરીરમાં રોગ, વ્યસન આવી કોઇ વળગ્યું;
થયો ન વિદ્યાભ્યાસ, કરજ છુટે નહિં અળગું;
વસે કુટુંબ કુસંપ, ક્લેશ કામનિ નહિં છાંડે;
પાપી પુત્ર કુપાત્ર, પુત્રી બાળાપણ રાંડે;
અહોનિશ વસવું ઉદ્યમ વિના, તૃષ્ણા અધિક અપાર છે;
આ જગમાં એવા પુરૂષનું. જિવતર તે દુખકાર છે. ૧૮૫

## સુખી જીવતર વિષે.

રોગ રહિત તન રહે, અધિક વિદ્યા અભ્યાસી;
પાળે આજ્ઞા પુત્ર, સદાપર આશ નિરાશી;
મધુર વાચ માનની, કરજ શિરપર નહિ કોડી;
ચિત્ત સદા સંતોષ, પ્રીત સજ્જન સંગ જોડી;
વળિ દિવસ દિવસ વધતો દિસે, સંપ કુટંબી વર્ગમાં;
પછિ તે થકિ હું નથિ પ્રીછતો, સરસ કાંઇ સુખ સ્વર્ગમાં. ૧૮૬

### દોહરો.

સઘળાં સંકટ સાંખિએ, કાઢિ કર્મનો વાંક;
ભુંડી જેની ભારજા, એ દુખ આડા આંક. ૧૮૭

## રાગ વેરાડી.

ભાઇઓ જેની ભારજા ભુંડીરે, તેને પીડ અંતર ઊંડી; એ ટેક,
લાજ તજીને લડાઇ કરે નિત્ય, ભાળવા લોક ભરાય;
સારા મનુષ્યના ઘરનું વગોણું, જોણું જગતને થાય. ભા. ૧
જેમ બિલાડી ઊંદરને જુએ એમ; નાથ સામાં કરિ નેણ;
પગ થકી પ્રગટે માથા લગી એવાં, વાંકાં કાઢે વેણ. ભા. ૨
ચાર ઘડી પીયુ ચૌટે ટળે ત્યારે, સુખ બંનેને થાય;
ઘડિએ આવીને ઘેર બેસે ત્યારે, શેર લોહી સુકાય. ભા. ૩
પંડિત શાસ્ત્ર ભણેલ પુરાણી, મોટી સભામાં મનાય;
માન તજી મુરખીના મોઢાના, તેજ તુંકારા ખાય. ભા. ૪
પીયુ થકા તો ધણીજ પોતાની, સમજણ જાણે સદાય;
દૈવ થાકે તો મનુષ્યના મુખની, શીખામણે શું થાય. ભા. ૫
પહોર ચઢે દિન પોઢીને ઉઠે, ચોંપે લડાઈનો ચાલ;
જો લડનાર બીજું ન જડે તો, પડતાળે પોતાનાં બાળ. ભા. ૬
સ્નેહ કરી કદી સ્વામી સાથે, બેશી ન બોલે વાત;
ધૂમાડાની પેઠે ધુંધવતી રહે, રોષ ભરી દિનરાત. ભા. ૭
જેને વીતી હોય તે નર જાણે, આણે બિજા અહંકાર;
ડહાપણ કેરો કોઇ દુનીયામાં, ગર્વ ન કરશો લગાર. ભા. ૮

## દોહરા.

પછી પરદેશી બોલીયો, ભાવ સહિત શુણ ભ્રાત;
દોષ ઘણા નર દુષ્ટના, તે તું જાણુછ વાત. ૧૮૮
શેઠ કહે સાંભળ કહું, દુષ્ટ પુરૂષના દોષ;
તે મુજમાં તલ માત્ર નથી, રખે ધરે તું રોષ. ૧૮૯

## રાગ વેરાગી.

કહું નર દુષ્ટની કહાણીરે, શુણો સૌ સ્નેહજ આણી; એ ટેક.
મોડું વહેલું કામ સુધરે કે બગડે, માણસ માત્રની રીત;
પોતે કર્યું તેનો પાંસરૂં સમજે, નારીને મારે નિત્ય. કહું. ૧
સાસુ નણંદ દેરાણી જેઠાણીના, સાચા જુઠા શુણી બોલ;
વાંક વિના વનિતાને તજે તો, તે નર ખરને તોલ. કહું. ૨
કાગડે ઘેર્યું ઘૂડ ફરે તેમ, ગોરી સદા ગભરાય;

ઘરનાં કરે સૌ દ્વેશ ઘણેરા, તેથી જુદો નવ થાય. કહું. ૩
માનનીનું અપમાન કરે નિત્ય, ગાય નઠારી ગાળ;
તુચ્છ ગણી તિરસ્કાર કરે તો, તે નરનું મોહો બાળ. કહું ૪
સાસરિયાંની સાથે લડી, કાઢે રાંડ ઉપર તે રીપ;
સારા મનુષ્યની શિક્ષા ન માને, જેને રૂઠયા જગદીશ. કહું. ૫
સમજુનો ટેરો તુરત ટળે, કોઇ ઘરકું આવી કહે ઘેર;
ઊંહું કહે, કે આવું જુએ તેનો, પાર આવે શી પેર. કહું. ૬
સ્વામી સાંભળતાં વાંક વિના આવી, કામની ને લડે કોય;
સમજાવિને સમાધાન કરે નહીં. હીજડા જેવો હોય. કહું. ૭
પોતે તો ખાય પિયે ઘણું સારૂં, ને વસ્ત્ર ધરે શુભ રીત;
નારીને આપે નિત્ય નઠારૂં તો, કહો કેમ પ્રગટે પ્રીત. કહું. ૮
પીયરિયાં પરકૂળ ન પૂરે તો, સ્વામી કરે સંતાપ;
સાચું કહું છું એ કંથ સ્વરૂપે, પૂર્વ જનમનું પાપ. કહું. ૯

## દોહરા.

વળિ પરદેશી નર વદે, જીવમાં રાખી જંપ;
બહુ મીઠું જો બોલીએ, શાથી વણસે સંપ. ૧૯૦
વિનય થકી વશ થાય છે, રાજાને વળિ રાંક;
કદી ન સૂઝે કોઇને, પણ પોતાનો વાંક. ૧૯૧
એમ કહ્યું એ અવસરે, ત્યાં નર એક નઠોર;
મિયાં નીસર્યો મારગે, ખરોજ ટંટાખોર. ૧૯૨
પરદેશી પ્રત્યે પછી, ભણે શેઠ ધરિ ભાવ;
વાલપણાથી વિનયથી, લે આને બોલાવ. ૧૯૩
પછિ તેણે ત્યાં પૂછિયું, સ્નેહે કરી સલામ;
સાહિબ ખુદનું નામ શું ? ક્યા તેરા હે કામ. ૧૯૪

## રૂચિરા છંદ.

સુત તેનો સાથે દેખીને, પૂછયું પુત્ર તુમેરા હે ?
બહુજ રીસ કરી તે બોલ્યો, નહિં મેરાતો તેરા હે ?
પુત્ર તમારાને પરમેશ્વર, અધિક અધિક આયુષ આલો;
મિયાં કહે જો મરજિ તુમારી, અભી ઇધર મારી ડાલો. ૧૯૫
સાલમપાક શિયાળે કરશો, થાશે પુષ્ટ સરસ ચેરા;

સુકા સુકા હમ લકડી હોગા, સાલે ક્યા લેતા તેરા ?
માણસ સાથે માણસ બોલે, દોસ્તિ કરે ન રહે મુંગા;
દોસ્તિ તેરિ જહાનમમેં ગઇ, અબ બોલે તો મારુંગા. ૧૯૬

### દોહરા.

પરદેશી સમજ્યો પછી, કાજ કહણુ છે એહ;
જેનો જન્મ સ્વભાવ જે, ટળવો દુષ્કર તેહ. ૧૯૭
પછિ તે પોતે શેઠ પણ, પ્રભુને કરી પ્રણામ;
લક્ષ્મી સારૂ સંપને, જાચે આઠે જામ. ૧૯૮
સાંભળ નિર્ધન સાહ તું, અંતર ધરી ઉમંગ;
સંપ તજી સંપત્તિનો; સ્વપને ન કરીશ સંગ. ૧૯૯
પૂર્ણું તારૂં તપ પેખિને, ત્રુઠ્યા ત્રિલોચન રાજ;
તેં માગ્યું ધન તુચ્છ પણ, મને મોકલ્યો આજ. ૨૦૦
શુણિને નિર્ધન શાહ મન, નિશ્ચય થયો નિશંક;
સમજ્યો મહિમા સંપનો. ગણી રમાને રંક. ૨૦૧

### ભુજંગી છંદ.

પછી સ્નેહથી સંપનો હાથ ઝાલ્યો,
લઇ સંપ સંગે ઉમંગેથિ ચાલ્યો;
જઇ દૂરથી જોયું પાછે નિહાળી,
મિષે ચાલતી આવતી લક્ષ્મી ભાળી. ૨૦૨
પુછ્યું સંપને એજ ક્યાં ચાલિ જાશે,
કહે સંપ તે આવશે તુજ પાસે;
જઇ હું વસું જ્યાં ભલું સ્થાન જોઈ,
કરે વાસ લક્ષ્મી જુએ સર્વ કોઇ. ૨૦૩
પછી વૈર તે મૂજ સાથે વધારે,
તજાવી મને સ્થાન પોતે પધારે;
કહું તુજને આજથી એજ મ ટે,
કદા સંપ મેલીશમાં લક્ષ્મિ સાટે. ૨૦૪
સદા બોલજે સ્નેહથી સારિ વાણી,
વધે સંપ સંસારમાં જેથિ જાણી;
ક્ષમા રાખવી સાંખવી ભૂલ છોટી,

દયાથિ વળી રાખવી દ્રષ્ટી મોટી. ૨૦૫
કદી ભ્રાત પુત્રો જુદા ભાગ માગે,
ભલે ભાગ લેતો નહીં સંપ ભાગે;
વસે એકઠા ને જુદા દીલ જાણો,
નહીં સંપનું રૂપ એવું વખાણો. ૨૦૬
દિલે એકતા દૂર દેશે રહે છે,
કવી સંપનું રૂપ તેને કહે છે;
કહું મૂલ કુસંગનું શ્રણ કાજે,
જુદા વાદ તાણી જુદા ધર્મ ગાજે. ૨૦૭
રહે દેશમાં એ થકી સંપ રૂઠ્યો,
તજો તેજ માટે વૃથા વાદ જુઠો;
રૂદેમાં રૂચે તે તમે ધર્મ પાળો,
તજી દ્વેશ ટંટા બધા તુર્ત ટાળો. ૨૦૮
થશે એક ધર્મી હરી જો કરે તો,
ન થાશે મનુષ્યે મથીને મરે તો;
વડો કોઇ કુટુંબમાં મુખ્ય થાપો,
વળી નાતમાં મુખ્યતા એને આપો. ૨૦૯
પછી તે તણી નિત્ય મર્યાદ પાળો,
નહીં દેખશો તો દહાડો દુખાળો;
સમાધાનિ તે રાખશે સર્વ વાતે,
સદા કાળ તો પામશો સૂખ સાતે. ૨૧૦

## દોહરા.

એ શીખામણ ઉર ધરી, શુણીને નિર્ધન સાહ;
સંપ સહિત ઘર સંચર્યો, અલખત મળી અથાહ. ૨૧૧
સંપ સ્ત્રિના શરિરમાં. પૂરણ કર્યો પ્રવેશ;
અમૃત દ્રષ્ટી ઉપજી, વ્યાપ્યો સ્નેહ નિશેષ. ૨૧૨
સુખ બહુ પામ્યાં સંપથી, વિસ્તરિ કીર્તિ વિશાળ;
પ્રસન્ન પરમેશ્વર થયા, દુખહર દીનદયાળ. ૨૧૩
સંપ લક્ષ્મી સંવાદ આ, જે સુણશે નર નાર;
સંપ પ્રસન્ન થયા થકી, સુખ લેશે સંસાર. ૨૧૪

ઓગણિસેંને સાતને, ભાદરવે ભરપૂર;
પૂર્ણ કથા કહી પૂનમે, અધિક હરખ ધરિ ઉર. ૨૧૫
વાસી શ્રી વઢવાણનો પ્રભુને કરી પ્રણામ;
શ્રીમાળી બ્રાહ્મણ સદા, દાખે દલપતરામ. ૨૧૬

**દેશાટણ વિષે દોહરા.**

વિદેશમાં વિચર્યા વિના, પેટ ન પૂર્ણ ભરાય;
પશુઓ પણ પરભાતથી, જંગલ ચરવા જાય; ૧
ઘેર રહેલ લક્ષ્મી ધણી, હોશે કેમ હમેશ;
રાજા રાજ્ય વધારવા, વિચરે દૂર વિદેશ. ૨
વિદ્યા સદગુણ વિનયતા, હોય ચપળતા હામ;
ડરે ન પરદેશે જતાં, દેખે તે નર દામ. ૩
વિદેશમાં વિચર્યા વિના, મળે ન મોટું માન;
સમુદ્રમાં વખણાત શું; સીપ તણાં સંતાન. ૪
સુખે વિદેશે સંચરો, કરો ભલેરાં કામ;
પ્રેમ ધરી વિધિ પાળતાં, નિર્મળ કરવું નામ. ૫
જો ધનની ઈચ્છા ધરો, તો ખરૂં માનિ ખચીત;
મહા સમુદ્ર મથન કરો, એજ અનાદી રીત. ૬
પ્રયાણ કરિ પરદેશમાં, પરવરિ લાંબે પંથ;
કોટિ કળા કૌશલ્યતા, ગુણિજન લાવો ગ્રંથ. ૭

**ઇંદ્રવિજય છંદ**

વાંચિ પ્રવાસની વાત વિશાળ, અહો ધનવંત વિચાર ધરોરે;
ઊંદર જેમ રહે દરમાં, ઘરમાંજ ઘલાઈ તમે ન ઠરોરે;
દેશ વિદેશ વિશેષ જુઓ, દલપત્ત કહે દિલમાં ન ડરોરે;
બુદ્ધિપ્રકાશ પ્રકાશિત તેમ, તજી ઘરવાસ પ્રવાસ કરોરે.

**કોણ સ્વર્ગે અને કોણ નર્કે જવાના તે વિષે.**

**દોહરા.**

ફાંફાં મારે માનવી જાવા પ્રભુની પાસ;
કોઇ કરે ઉપવાસને, કોઈ કરે વનવાસ. ૧

**ઇંદ્રવિજય છંદ.**

કોઇક તો વનવાસ કરે, ઉપવાસ કરે પ્રભુ પાસ સિધાવા;

કોઇક મૂમતિ મૂખ ધરે, બહુ સુક્ષમ જંતુ જરૂર બચાવા;
કોઈક માંસ અને મદિરા, બળિદાન કરે નિજ દેવિ રિઝાવા;
કોણ હશે સ્વર્ગે દલપત્ત, ને કોણ હશે નર્કે જન જાવા. ૨
કોઈક સ્નાન ત્રિકાળ કરે, જઈ પાવન તીરથ પાવન થાવા;
કોઇ મનુષ્ય [1]મલીન રહે, પ્રતિવા સર પાપથી આપ મુકાવા;
એક બિજાથી વિરૂદ્ધ કરે, ને ધરે દિલ સ્વર્ગ જવા સહુ દાવા;
કોણ હશે સ્વર્ગે દલપત્ત, ને કોણ હશે નરકે જન જાવા. ૩
કોઈક વેદ તણો ભણિ ભેદ. ઉમેદ ધરે ઉર સ્વર્ગ તકાવા;
કોઇક રામનું નામ રટે નિત્ય, આપ તણું બધું પાપ પતાવા;
કોઇક શંકર શંકર નામ, સદૈવ જપે અઘ ઓઘ સમાવા;
કોણ હશે સ્વર્ગે દલપત્ત, ને કોણ હશે નરકે જન જાવા. ૪
કોઇક જાય પ્રભાત સમે ઉઠી, પીર તણે શિર પુષ્પ ચડાવા;
કોઈ પ્રભાત સમે ઉઠિ જાય, પડીકમણું કરી કર્મ ખપાવા;
કોઇક જાય પ્રભાત સમે ઉઠિ, નોળિ ક્રિયા કરિ નિર્મળ થાવા;
કોણ હશે સ્વર્ગે દલપત્ત, ને કોણ હશે નરકે જન જાવા. ૫
કોઈ કરે બકરી ઈદને વળિ, કોએ શિખે સોગયાગ કરાવા;
કોઈક તો વ્યભિચાર [3]કરે, શિવ શક્તિ તણું મન સાધ મનાવા;
કોઇક ભાંગ પિયે ભલિભાતથિ, ભોગિ નહીં પણ જોગિ જણાવા;
કોણ હશે સ્વર્ગે દલપત્ત, ને કોણ હશે નરકે જન જાવા. ૬
કોઈક શીશ જટા નખ ધારિય, કોઇ ખુશી મન મૂંડ મુંડાવા;
કોઇક મૂખ મૂનીવ્રત ધારી, બહુ રખડે પુરમાં બનિ બાવા;
કોઇકને વળિ કંઠ ઉંચેથિ, ગમે બહુ ગોવિંદના ગુણ ગાવા;
કોણ હશે સ્વર્ગે દલપત્ત, ને કોણ હશે નરકે જન જાવા. ૭
કોઈક સૂરજ ને જસ દેવ જપે, દિલજ્યોત ઉદ્યોત જગાવા;
કોઇક ભૈરવનેજ ભજે, દિલ શુદ્ધ પણે મહા દુઃખ મટાવા;
કોઈક એકજ ટેકજ ધારિ, અને ઉપાય કરે વળિ આવા;
કોણ હશે સ્વર્ગે દલપત્ત, ને કોણ હશે નરકે જન જાવા. ૮

---

૧ ઢુંઢીઆ. નાળિક્રિયા એટલે નાકે પાણી પીએ અને પુંઠે કાઢે ૩ વામ મારગી.

કોઇક એકજ ભૂમ ભજે, જીવ રૂપ મટી શિવ રૂપ શમાતા;
કોઈ કહે ભલિ ભક્તિ કર્યા થકિ, ખૂબ મળેજ પિવા અને ખાવા;
કોઈ કહે કશુંએ પછિથી નથિ, ભોગવ ભોગ ભલા મન ભાવ્યા;
કોણ હશે સ્વર્ગે દલપત; ને કોણ હશે નરકે જન જાતા. ૯

**દોહરો.**

જે ચોરી જારી તજી, તજે જૂઠ જન જેહ;
જરૂર ભજે જગદીશને, ઊત્તમ સુખ લે એહ. ૧૦

**મનહરછંદ.**

દિલમાં દયા ધરીને જેણે પરદુઃખ છેદ્યાં,
પાપથી જે ડર્યો પોતે વખત તમામમાં;
સર્વ સાથ સ્નેહ રાખી સાચવ્યું સદાચરણ,
મુઆ પછી જેના ગુણ વખણાય ગામમાં;
પ્રભુ પર પ્રીતિ રાખી કોઇને ન કષ્ટ કર્યું,
કાઢી જેણે ઉમર પરોપકારી કામમાં;
સત્યવાદી વાકીત જનોનાં મન સાક્ષી પુરે,
તો જરૂર જાણવું તે ગયો પ્રભુ ધામમાં. ૧૧

**દોહરો.**

મુઆ પછી કૂટકૂટ કરે, સૌ જોને સંસાર;
પુરો પુરાવો એજ છે, ગયો નરક મોઝાર. ૧૨

**વેહેમ વિષે દોહરા.**

કેમ વહેમની વારતા, પંડિત કરે પ્રમાણ;
માને મૂરખ માનવી, આપે હોય અજાણ. ૧
મંત્ર જંત્ર ને મેલડી, તે તો તૂતેતૂત;
વળગે પુરા વહેમથી, ભોળા જનને ભૂત. ૨
ભડકણ ભોળા ભાઈને, ભાસે સાચું ભૂત;
તપાસતાં તેતો ઠરે, ભૂત નહિં પણ તૂત. ૩

**મનહર છંદ.**

ભૂપના ભવનમાં સુતો ગમાર ગામડિયો,
ઘડીઆળ ઘોષ સુણી ભડકીને ભાગે છે;
બૂમ સુણી બહુ લોકે કારણ પુછ્યું તો કહે,

છે તો ઘર ઠીક પણ બીક બહુ લાગે છે;
નકી ભૂત થાય મરી જાય જે નવા ઘરમાં,
આ ઘરમાં ભાઇ ભારે ભુતાવળી જાગે છે;
રાત અરધીક જ્યારે જાય દલપતરામ,
ઘણુણુણુ ઘણુણુણુ ઘંટડીઓ વાગે છે. ४

## જુઠ વિષે દોહરા.

જૂઠા બોલાતું જુઓ, બધું જૂઠમાં જાય;
વિંછી કરડે ભાંડને, સાચે જૂઠ મનાય. ૧

જે જન કદિ જૂઠો પડે, એકવારકો ઠામ;
શુણતાં સંશય ઉપજે, તેના બોલ તમામ. ૨

જૂઠી વાતે જો કદી, મૂઠી મળે અનાજ;
ઉંડી એમાં આય તો, રૂઠી ઉઠે રાજ. ૩

જૂઠિ સાચિ ગપ જગતમાં, વિચરી તે વંચાય;
સૂર્ય ગ્રહણ શશિથી બને, પણ ગ્રહ રાહુ ગવાય. ૪

સર્વ કહે તેવું કહો, તેમાં નહિં જુઠાઇ;
તળાઇ નહિં ઘી તેલમાં, તેને કહે તળાઇ. ૫

## લોભ વિષે.

લોભે લાજ ધરે ધણી, લોભે પ્રભુ પ્રતિકૂળ;
લોભે લક્ષણ જાય છે, લોભ પાપનું મૂળ. ૧

### મનહર છંદ.

ધુતી ધુતી ધન ન ધરાયો ધને ધૂરત તું,
ધીક તારી ધારણા જે ધન ધર્યું ધૂળમાં;
મતિ રૂપી અમ્રત મળેલું મહા મુલ્યવાન,
મચી મચી રેડ્યું મહા પાપનાજ મૂળમાં;
તાપનો સંતાપ ને સંતાપ શીત સર્વ કાંનો,
સહન કરીને દ્રવ્ય સંચ્યું રહી શૂળમાં;
દેહને સદૈવ દુઃખ દીધું દલપત કહે,
દમડી ન તોડી તેં દવામાં કે [1]દુકુળમાં. ૨

---

૧ દુકુળ—લુગડાં.

## સંતોષ વિષે ભુજંગી છંદ.

બધા દોષને રોષ સંતોષ બાળે,
તથા સુખ દઈ દેહનાં દુઃખ ટાળે;
નકી તાપ ત્રષ્ણા તણો તે નઠારો,
સદા સર્વથી શુદ્ધ સંતોષ સારો. ૧
જડી જાણુ સંતોષની ખાણુ જેને,
ત્રિલોકી તણું તો મળ્યું રાજ તેને;
ખરેખાત લાગે બિજો સ્વાદ ખારો,
સદા સર્વથી શુદ્ધ સંતોષ સારો. ૨
દિધો દામ ડાટી લિધો લાભ શાનો,
ગળ્યા લાખ તો રાખ જેવાજ, માનો;
જુઠો લોભ હાલો, ઠગે છે ઠગારો,
સદા સર્વથી શુદ્ધ સંતોષ સારો. ૩
ઘટે દેહ તૃષ્ણા મટે કેમ મોટી,
ઘસે હાથ ઇચ્છા ખસે કેમ ખોટી;
કદી કાળ ક્યાંહી ન આવે કિનારો,
સદા સર્વથી શુદ્ધ સંતોષ સારો. ૪
જનાવાદિ ગાંઠે નહિં હોય જેને,
રહેછે રૂપામોરની આશ એને;
થશે લોભ લાખો જડે જો હજારો,
સદા સર્વથી શુદ્ધ સંતોષ સારો. ૫
માહા લોભ લાગે મળે દેશ મોટો,
ખરૂં જાણુ તૃષ્ણા તણો ખેલ ખોટો;
બહુ જો જડે તો રડેછે બિચારો,
સદા સર્વથી શ્રેષ્ટ સંતોષ સારો. ૬
ભલા ભૂપ પંડે ગરીબી ગણેછે,
તજી સર્વ તે એક બીજા તણેછે;
વસી વિશ્વમાં વાત તે તો વિચારો,
સદા સર્વથી શ્રેષ્ટ સંતોષ સારો. ૭
ઘણે લાભ તૃષ્ણા ઘટેલી ન લાગે,

જડે ઘી ઘણું તો ઘણી આગ જાગે;
અરે એમ માની ઉદાસી ઉતારો,
સદા સર્વથી શ્રેષ્ટ સંતોષ સારો. ૮
રળો ને ખપો ખૂબ ઉદ્યોગ રાખી,
સજો સૂખ સંતોષનો સ્વાદ ચાખી;
કદી દીનતાનો ન આપે ઉચારો,
સદા સર્વથી શ્રેષ્ટ સંતોષ સારો. ૯
દુખી હોય પોતા થકી કોઇ પ્રાણી,
જુઓ એ થકી આપ શ્રીમંત જાણી;
પ્રભૂનો પુરો પાડ ધીરેથિ ધારો,
સદા સર્વથી શ્રેષ્ટ સંતોષ સારો. ૧૦
હતો એક જોડા વિના રાંક જેવો,
વિનાપાવ તેણે દિઠો એક તેવો;
કહ્યું આ થકી તો ભલો જન્મ મારો,
સદા સર્વથી શ્રેષ્ટ સંતોષ સારો. ૧૧
જઇ વિક્રમે પાંડવો દેશ જોયો,
પુછી રિદ્ધિને રાંક થઇ ખૂબ રોયો;
ન પામ્યો પ્રભૂ હું પુરાં રાજ્ય હારો,
સદા સર્વથી શ્રેષ્ટ સંતોષ સારો. ૧૨
રહે લોભ તો રાંક થૈઈને રહે છે,
નકી ડાકણી એક તૃષ્ણા નડે છે;
હરે તાપ સંતોષ ને નીર ઠારો,
સદા સર્વથી શ્રેષ્ટ સંતોષ સારો. ૧૩
વસે ને થઇ શુદ્ધ સંતોષવાળો,
ગટે માનવી ઇંદ્રનો ઓશિયાળો;
નહિં કોઈની તે તમાં રાખનારો,
સદા સર્વથી શ્રેષ્ટ સંતોષ સારો. ૧૪
ભમે માનવીને ભલી આશ ભાગે,
દિસે દુઃખની જો પુરી લાહ્ય લાગે;
પઢે પાઠ આનો પછી શાંતિ પામે,

રચ્યા છે રૂડાં છંદ દલપત્તરામે. ૧૫

**દોહરા.**

નાશ થાય કે નવ મળે, તેનો તજિયે શોક;
જેનો ઉપાય નવ જડે, ફાંફાં તજિયે ફોક. ૧૬
અંગ તણા પણ અંશ નિત્ય, વધે ઘટે એ ખેલ;
અંગ રહ્યું તે આપણું, ગયો અંગનો મેલ. ૧૭
સૌથી સરસ સંતોષ છે, ઠરવા કેરૂં ઠામ;
રાખો રૂડી રીતથી, દિલમાં દલપતરામ. ૧૮

## વ્યભિચારી વિષે—ગિતિવૃત્ત.

નિજનારી વીસારી, પરનારીપર નજર કુનર થાપે;
તજિ નિજ દરના દાણા, મુષક સરપનો કરંડિયો કાપે.

## દુરાચારીને શીખામણનું પદ.

"ચાલ વેલી અલબેલી પ્યારી રાધે" એ રાગ.

દુરાચારી વ્યભિચારી, જો વિચારી, થશે સારી કે નઠારી ગતી તારી;
દુખ વિદારણ માટે, તને ભવ તારણ માટે, કહું સુખ કારણ માટે;
ધીરજ તુંતો ધારી ધારી. જો વિચારી; દુરાચારી. ટેક.
તજી શર્મ તેં કુકર્મ ક્રોડ કીધાં, લકડ પાપના તેં આપશીર લીધાં,
ખાન પાન દાન દીનને ન દીધાં;
તારૂં કેમ થશે કલ્યાણ, અંતર આણ, નરક ખાણ, જઇશ જાણ,
શું સુખમાણ, થશે હાણ, લેશે પ્રાણ, જમડા બાણ; મોટાં મારા
મારી; જો વિચારી. દુરાચારી. ૧
રૂડી રીતે ચીતે ચેતી તું ન ચાલ્યો, ઝેરી વિષય વ્યાળ ઝડપથી તેં
ઝાલ્યો, ફર્યો ફંદમાં ફશીને ફુલ્યો ફાલ્યો; પુજ્યા નહિંજ પ્રભુ પરમ,
ભર્યો ભરમ, તજી ધર્મ, કેરાં કર્મ, હાડ ચર્મ, રાખ્યાં ગરમ ભુલ્યો
મર્મ, જમ્યો નરમ; રસોઇ સારી સારી; જો વિચારી. દુરાચારી. ૨
કહું હેતથી તું ચેત હજી ચીતે, ધર્મ ઝાલ હવે ચાલ રૂડી રીતે,
મસ્તક નામ પ્રભુ પાપ પુરી પ્રીતે;
સ્મરણ કર અશરણ શરણ, સંકટ હરણ, ધરણી ધરણ, તાર-
ણું તરણ, ટાળે મરણ કરૂણા કરણ, સદાચરણ, સુધા ઝરણ, પીલે
હારી હારી; જો વિચારી. દુરાચારી. ૩

શિક્ષા સંતની મહાંતની ન માની, કુડા ગ્રંથ કેરે પંથ ધરી પાની,
સાંભળ ભ્રાત આતો વાત નથી નાની;
દીસે દુષ્ટ સરસ દરસ, ઘણો નરસ, પીધા છરસ, કીધા સ્પર્શ,
રહ્યો ચડસ, ન ગઇ તરસ, શિક્ષક સરસ. વરસો વરસ, થાક્યા
વારી વારી, જો વિચારી. દુરાચારી. ૪
બન્યો છેલ તું છકેલ ખેલ ખોયો, સાર ઉરમાં જરૂર તેં ન જોયો.
કર્યા ફેલ પાપ મેલને ન ધોયો;
ન લીધુંજ હરિનામ, ધરી હામ, દલપતરામ, કહે આમ, દીધા દામ,
વિષય કામ, ઠામે ઠામ, આઠે જામ; ભજ્યો નારી નારી. જો વિ-
ચારી. દુરાચારી. ૫

## ક્ષમા વિષે ભુજંગી છંદ.

ક્ષમા ગુણ મોટો ઘણો માનવીમાં,
નદી મધ્ય મોટાપણું જાન્હવીમાં;
ક્ષમાથી બને લોકનો લાવ લીજે,
ક્ષમા રાખવાથી રમાનાથ રીઝે. ૧
ક્ષમા ખડ્ગ જો હાથમાં એક હોયે,
કહો શત્રુ તેને રહે કેમ કોયે;
ક્ષમાથી બધા વિશ્વને વશ્ય કીજે,
ક્ષમા રાખવાથી રમાનાથ રીઝે. ૨
ક્ષમા મેળવે માનવી એજ મોટું,
ક્ષમા ખોઇ તેનું થયું ખૂબ ખોટું;
ક્ષમાના ખરા લેખ ચિત્તે લખીજે,
ક્ષમા રાખવાથી રમાનાથ રીઝે. ૩
ક્ષમા ગુણતો હેમમાં જેમ હીરો,
મહા મૂલ્યનો અંગ ધારે અમીરો;
ક્ષમા ગુણ તે ગર્થ મોટો ગણી જે,
ક્ષમા રાખવાથી રમાનાથ રીઝે;
ક્ષમાનું ઘરાણું ઘણું શુધ્ધ શોભે;
ક્ષમા કારિ ક્યાંહી કહો કેમ ક્ષોભે;
ક્ષમાથી બહુ બુદ્ધિવંતા બની જે,

ક્ષમા રાખવાથી રમાનાથ રીઝે. ૫
ક્ષમામાં વસે સૂખનો સર્વ વાસો,
ખરેખાત સઉથી ક્ષમા ગૂણ ખાસો;
ક્ષમા રાખવા રીત રૂડી રચીજે,
ક્ષમા રાખવાથી રમા નાથ રીઝે. ૬
જુગો જગમાં જીવવા નામ જાણી,
વિશેષેજ આ અંતરે વાત આણી;
ક્ષમાનો પુરા પ્રેમથી સ્વાદ પીજે,
ક્ષમા રાખવાથી રમા નાથ રીઝે. ૭
ક્ષમાવંત અત્યંત આનંદ લાવે,
ક્ષમાવંતના કષ્ટનો અંત આવે;
ક્ષમા રાખિ ભાવે પ્રભૂને ભજીજે,
ક્ષમા રાખવાથી રમા નાથ રીઝે. ૮
રહેવા ઘણી દૂધતો હેમ માત્રે,
ક્ષમા તેમ જામી શકેછે સુપાત્રે;
નહિં ઠીક થૈને ઠરે તે કુઠામે,
દિઠું એજ *રીતેથિ દલપત્તરામે. ૯

## મોટાં માણસ વિષે. ઉપજાતિ વૃત.

મોટા તણાં પેટ સદૈવ મોટાં,
છોટા તણાં પેટ સદૈવ છોટાં;
વર્ષાદને ગાળ જનો ભણેછે,
તથાપિ તે ક્યાં કદિએ ગણેછે.

## કરજ વિષે મનહર છંદ.

માણસ મરણનું સ્મરણ નથી સાલતું ને,
દ્રવ્યનું દારૂણ રૂણ[1] સાલેછે સંભારતાં;
બળીયા નીસરી ગયાં તે મને વિસરી ગયા,
વ્યાજ તણી વ્યથા નથી વીસરી વિસારતાં;
આજ પામ્યો લાજ લક્ષ રાજના સમાજ મધ્ય,
વીતકની વાત લાજ આવેછે વિચારતાં;

* રીદીર થઇ કરવો. ૧ રૂણ=કરજ.

કહે દલપતરામ સજ્જન તમામ આમ,
દીલમાં ધરો ડરજ કરજ વધારતાં.

### દોહરો.

નામ રામનું સાંભળી, હું પામું ઉલ્લાસ;
નામ રામનું* સાંભળી, હું પામું ઉર ત્રાસ.

### કંજુસ વિષે દોહરો.

ઉદાર નરનો કૃપણનો, સરખો વરો સદાય;
કસર કર્યે કંજૂસનું, લાખ રીતે લૂટાય.

### સત્ય વિષે રાગ ઠુમરી.

"જાદુગારો ધુતારો કછુ કરી ગયોરે" એ રાગ.

ચિતે ધારી વિચારીને ઉચારી જુઓરે,
સત્ય કેવું છે સુખકારી જુઓ; ચિતે. ટેક.
સત્ય ઉચારે તે સુખ ધારે,
હાંરે ન વિચારે તેની સ્થીતિ તો નઠારી; જુ, સ. ૧
સત્યની વાંણી સઘળે પ્રમાણી,
હાંરે ઉર આંણી વખાણી નર નારી; જુ, સ. ૨
સત્ય તજાય તો જશ-ટળી જાય છે,
હાંરે ખાય ખત્તા અને થાય છે ખુવારી; જુ, સ. ૩
સત્ય આધારે ધનને વધારે,
હાંરે વડા વિદ્વાન વિવેકી વહેપારી; જુ, સ. ૪
સત્ય ન બોલે તે ખર તોલે,
હાંરે સત્ય બોલે તેતો લે શોભા સારી; જુ, સ. ૫
પરમ પીતાજી સત્યથી રાજી,
હાંરે પૂરા પાંજી રહે રાજી સત્યહારી; જુ, સ. ૬
પરમ ધરમ પણ સત્ય પ્રમાણો,
હાંરે બોલી જાણો ઉર આણો સ્વર્ગ બારી; જુ, સ. ૭
દલપતરામે કહ્યું શુભ કામે,
હાંરે સર્વ ઠામે સદા સત્યને સંભારી; જુ, સ. ૮

* વ્યાજ ગણવાના આના.

## હોરી.

"સામરો અજહુ નહીં આયો" એ રાગ.

આવો પ્રાણપતી પીયુ પ્યારા, હો પ્યારા; આવો; ટેક.
આ અવસરમાં ઉતાવળા આવી, પૂરો મનોરથ મારા;
વીતી જશે જો વસંતના દિવસો, સોનાથી શોભિત સારા,
આગળ મળવાના ઉધારા, આવો પ્રાણપતિ પિયુ પ્યારા. ૧
ફૂલેલા ફૂલના ફાલ તે તમ વિના, નિરખતાં દીસે નઠારા;
સંત વસંતના રાગ આળાપે, લાગે છે તેતો લવારા;
સ્વામી હોય તોજ તે સારા. આવો. ૨
કોયલના સ્વર કાળજું કાપે, શુક સ્વર દુખ કરનારા;
વાજે દુકડ ડફ, ચંગમૃદંગ ને ગાજે સરોદ સતારા;
ભિતર ઉપજે ભયભારા. આવો. ૩
સેવા કરૂં આવો સાસુના જાયા, નહીં રાખું નેણુથી ન્યારા;
નાથ તમે મારી નથડીનું મોતી, હઇડાના હાર હજારા;
તમે મારા નેણુના તારા. આવો. ૪
કંથ વિના મને કશુંએ ગમે નહીં, ખટ રસ લાગેછે ખારા;
દલપતરામના દેવને કહુંછું, તોડ વિજોગ અમારા;
તેથી પાડ માનશું તારા. આવો. ૫

## ઉપદેશ વિષે ચેતવણી.—દોહરા.

પરલોકે સુખ પામવા, કર સારો સંકેત;
હજી બાજી છે હાથમાં, ચેત ચેત નર ચેત. ૧
જોર કરીને જીતવું, ખરેખરૂં રણ ખેત;
દુશ્મન છે તુજ દેહમાં, ચેત ચેત નર ચેત. ૨
ગાફલ રહી ગમાર તું, ફોગટ થઇશ ફજેત;
હવે જરૂર હુશિયાર થઇ, ચેત ચેત નરચેત. ૩
તન ધન તે તારાં નથી, નથી પ્રિયા પરણેત;
પાછળ સૌ રહેશે પડયાં, ચેત ચેત નર ચેત. ૪
પ્રાણ જશે જ્યાં પીંડથી, પીંડ ગણાશે પ્રેત;
માટીમાં માટી થશે, ચેત ચેત નર ચેત.; ૫
રહ્યા ન રાણા રાજીયા, સુરનર મુની સમેત
તૂંતો તરણા તુલ્ય છે, ચેત ચેત નર ચેત. ૬

રજકણુ તારાં રખડશે, જેમ રખડતી રેત;
પછિ નર તન પામીશ ક્યાં, ચેત ચેત નર ચેત. ૭
માટે મનમાં સમજીને, વિચારિને કર વેત;
ક્યાંથી આવ્યો ક્યાં જવું, ચેત ચેત નર ચેત. ૮
શુભ શીખામણુ સમજતો, હરિ સાથે કર હેત;
અંતે અવિચળ એજ છે, ચેત ચેત નર ચેત. ૯
કાળા કેશ મટી ગયા, સર્વે બનિયા શ્વેત;
જોબન જોર જતું રહ્યું, ચેત ચેત નર ચેત. ૧૦
તે ઇશ્વર બુદ્ધિ તને, દિલમાં જો નહિં દેત;
તું સૃષ્ટિમાં શું કરત, ચેત ચેત નર ચેત. ૧૧
દયાળુએ દીધા વિના, સુખ લવ માત્ર ન લેત;
દિલ સમજી દલપત કહે ચેત ચેત નર ચેત. ૧૨
જે ચેતે નહિં પ્રથમ તે, પશુ પક્ષીથી હીણ;
ઘન પેહેલા ગાળા રચે, પક્ષી જુઓ પ્રવીણ. ૧૩

### શાર્દૂલ ક્રિડિત વૃત.

જો થાતા ઘડી એકમાં અદરશા, વર્ષાદ કેરા કરા;
જાણો એજ રિતે જરૂર જગના, છે ખેલ ખોટા ખરા,
સાચાં ધર્મ અધર્મ કર્મ સઘળાં, ટાળ્યાં નહિ તે ટળે;
ચેતી લે દલપત ચિત્ત નહિં તો, તે ખોટ ખાશે ખળે.

### દોહરો.

દરદ લગારક દેખીને, ચેતે ચતુર સુજાણ;
મૂરખ મન સમજે નહિં, પડતાં સૂધી પ્રાણ.

## મોત વિષે.

### દોહરા.

મોત ન મેલે કોઈને, ખૂશી ધરો કે ખેદ;
તો દિલગિર દિલ શિદ થવું, ઉરમાં ધરો ઊમેદ. ૧
પડ્યું જગત મુખ કાળને, કેડા મોર જનાર;
ધંટીને ગાળે પડ્યા, દાણા લોટ થનાર. ૨
ધાણી ફુટે તાવડે, ઘાણી તલ પીલાય;
પ્રાણી એમ પલક પળે, જાણી જો મરિજાય. ૩

ખાતા ભોજન ભાવતાં, રાતા માતા રૂપ;
જાતા જોયા જમપુરે, ભાતા વિણુ બહુ ભૂપ. ૪

## સારૂં કામ કરવા વિષે.

### ઉપજાતિ વૃત.

અરે રૂડો માનવ દેહ આવ્યો, બહુ પ્રતાપી પ્રભુએ બનાવ્યો;
તમે વિચારો હિત જો તમારૂં, કરો કરો કાંઈક કામ સારૂં. ૧
ન કાઢશો કાળ કદી નકામો, પરોપકારી શુભ નામ પામો;
ઠગાઈથી નામ ઠરે નઠારૂં, કરો કરો કાંઇક કામ સારૂં. ૨
સુકીર્તિનો સ્વાદ સદૈવ ચાખો, આ લોકમાં નામ અખંડ રાખો;
તો વાગશે નીર્ભયનું નગારૂં, કરો કરો કાંઈક કામ સારૂં. ૩
જગત્પતિને પ્રિય કામ જે છે, આ લોકમાં ઊત્તમ કામ એ છે;
બીજું બધું માલ વિના બિચારૂં, કરો કરો કાંઈક કામ સારૂં. ૪
હેતે કરો પૂણ્ય પવિત્ર હાથે, હાથે કર્યું તેજ સદૈવ સાથે;
બીજુ નહીં એક મળે બુઝારૂં, કરો કરો કાંઈક કામ સારૂં. ૫
દૂષ્ટો મરીને અતિ દુઃખિ થાય, જે દુઃખ જીભે ઉચર્યું ન જાય;
ચિત્રો વિશે કેમ કરી ચિતારૂં, કરો કરો કાંઇક કામ સારૂં. ૬
જરે કરી ઉન્મતતા ન આણો, જરે કરીને નહીં ભ્રષ્ટજાણો;
જરે કરીને ન રમો જુગારૂં, કરો કરો કાંઈક કામ સારૂં. ૭
આયુષ્યમાંથી પળ ઓછિ થાય, મહામુલિ તે નહીં મેળવાય;
જરૂર આ જીવન છે જનારૂં, કરો કરો કાંઈક કામ સારૂં. ૮
મહીપતીઓ પણ રાજ મેલી, ખપી ગયા ભૂપર ખેલ ખેલી;
વિશેષ શું વર્ણન હું વધારૂં, કરો કરો કાંઈક કામ સારૂં. ૯
નથી નથી નિશ્ચળ દ્રવ્ય દેહ, નથી નથી નિશ્ચળ નારિનેહ;
અંતે થશે તે સઘળું અકારૂં, કરો કરો કાંઇક કામ સારૂં. ૧૦
સંસારનું સુખ સુધા સમાન, નિશ્ચે તમે માનિ રહ્યા નિદાન;
ખચીત થાશે અતિએજ ખારૂં, કરો કરો કાંઈક કામ સારૂં. ૧૧
મનુષ્ય કાયા નથિ મોજ માટે, ઘડી નથી તે પશુ પક્ષિ ઘાટે;
અખંડ સ્વર્ગે સુખ આપનારૂં, કરો કરો કાંઇક કામ સારૂં. ૧૨

## આરતી.

જયજય જગ કર્તા, જયજય જગ કર્તા;

ભગવત તું ભવભર્તા, હરકત સંહર્તા. જયદેવ જયદેવ. ટેક.
પૂરણ પરમ પરાક્રમિ, પ્રભુ વિભુ પરમાત્મા;
સકળ કળા ધર શ્રીમત, ધીમત ધર્માત્મા. જયદેવ. ૧
તું સચરાચર સ્વામી, બળવંત બહુ નામી;
વિમળ મંડળ વિશ્રામી, ધન્ય અચળ ધામી. જયદેવ. ૨
તત્વ સકળ ગુણ તારા, સર્વ થકી સારા;
અંતર જામી અમારા, પ્રાણથકી પ્યારા, જયદેવ. ૩
કરૂણા કર સુખકારી, ધર્મ બીરદ ધારી;
તેં ભવપાર ઉતારી, અગણિત નરનારી. જયદેવ. ૪
જયજય જનમન રંજન, ભંજન ભવ ભીતી;
પૂરણ પુણ્યે પામું પ્રભુ તુજ પદ પ્રતી. જયદેવ. ૫
જય કોટિક જગ કારણ, ધારણ તું ધરણી;
તું સંકટ જળ તારણ, કહું શી શી કરણી. જયદેવ. ૬
તુજ મહિમા બહુ મોટો, શુભ તારી શક્તી;
સુર નર મુનિવર માગે, ભલિ તારી ભક્તી. જયદેવ. ૭
તું અદભુત ઉપકારી, અકળ કળા તારી;
સકળ ભજે સંસારી, ધ્યાન રૂદે ધારી. જયદેવ. ૮
તુંજ પરમ પિતુ માતા, તું ભગની ભ્રાતા;
વિશ્વેશ્વર વર દાતા, સ્મરણે સુખ શાતા. જયદેવ. ૯
રહું તારા ગુણ રટવા, મહા સંકટ મટવા;
ઘણાં કુકર્મો ઘટવા, વિપત બધી વટવા. જયદેવ. ૧૦
હે હરી હરકત હરજે, કરૂણા ઘણી કરજે;
અભય કરણ આદરજે, ઉર અરજી ધરજે. જયદેવ. ૧૧
તું ચૂરણ ચિત ચિંતા, ભૂધર ભગવંતા;
સર્વ સ્થળ વિલસંતા, ગંભિર ગુણવંતા. જયદેવ. ૧૨
ઠરવા અવિચળ ઠામે, હરિ કરૂણા કામે;
આરતિ ઉત્તમ આમે, રચિ દલપતરામે. જયદેવ. ૧૩

## કવિ ભવાનીશંકર નરશીંહરામ.

### જન્મ સ્થાન લીંબડી ઝાલાવાડ.

જન્મ દીવસ સંવત ૧૯૧૨ ના જેષ્ટ શુકલ પક્ષની ૫ જ્ઞાતે સામવેદી શ્રીમાળી બ્રાહ્મણ. આ કવિના નિચે લખેલા ગ્રંથો પ્રસિદ્ધ છે. એ સિવાય બીજાં ઘણાં ન્હાનાં મોટાં ગદ્ય પદ્ય પુસ્તકો તથા ચોપાનીયાં તેણે પ્રગટ કર્યા છે.

કમળા કુમારી, કુંવારી કન્યા, સોરઠી સોમનાથ, સુદામા ચરિત્ર, સંપ વિજય, વિધવા વિલાપ, ભવાની કાવ્યસુધા. ઇત્યાદી, ઇત્યાદી.

આ કવિ ગદ્ય પદ્ય બંને લખવામાં કાઠિયાવાડ ખાતે પ્રથમ છે પણ તેને સુધારાનોજ કવિ કહી શકાય તેમ નથી "સુધારા કરવાં સાક્ષરતા તરફ તેનું વલણ વધારે છે. અને વળી તેણે તો કાઠિયાવાડમાં ચાંચલ્ય આવ્યું તે પેહેલાં ઘણાં વર્ષથી લખવા માંડયું છે. આ કવિનું ગદ્ય લખાણ ઘણું છટાબાજ અને જુસ્સાવાળું છે. તેમજ તેની કવિતા પણ લોક પ્રિય અને અસરકારક થાય છે. તે વિષેનાં પુષ્કળ સરટીફીકેટો મેળવેલાં છે" રોવા કુટવાનો નિર્દય રીવાજ લોકોમાં ઘણાં વર્ષો થયાં પેસી ગયોછે તેવા ધિઃકારવા લાયક રીવાજને જડમૂળથી કાઢી નાંખવા તેઓ ખંતથી મંડયા રહ્યા છે એટલુંજ નહીં પણ તે વિષેનો દાખલો પોતે લોકોને બનાવી પણ આપ્યો છે. તેમની બનાવેલી કવિતાનો નમુનો નિચે આપેલ છે.

### જ્ઞાન—વૈરાગ્ય.

#### પદ.

જનુંની જીવોરે ગોપીચંદની. (એ રાગ.)

પંખિરે અમે પર લોકના,
ઉડિ જાવું અજાણજી;
પળમાં પહોંચીને પર લોકમાં,
પંખિને શાં પ્રયાણજી. પંખિ. ૧
પડયાં રે અમે મોહ પાશમાં,
ઇચ્છાએ ન ઉડાયજી;
પાંખો બંધાઇ જતાં પછી,
કેમ કરીને કુદાયજી. પંખિ. ૨
હાંશે તરૂ પર હિંચતાં,

કરતાં વળી કિલકિલાટજી;
જંગલનું સુખ ઉડિ જતાં,
આઠે પહોર ઉચાટજી. પંખિ. ૩
પકડી જાશે કાળ પારધી,
દેશે કરમના દંડજી;
નરક વિષે વળી નાંખશે,
પીડા આપવા પંડજી. પંખિ. ૪
ભણુકારા લાગેછે ભય તણા,
ઉડવાની ન આશજી;
સત ગુરૂ ભવાની જો સાંપડે,
પળમાં તોડે ભવ પાશજી. પંખિ. ૫

પદ.

અમે રે મુસાફર એકલાં,
જાવું એકલાં જરૂરજી,
પંથ જડે નહિં પાધરો,
દિસે જાવાનું દૂરજી. અમેરે. ૧
ઘરરે રહ્યું અહિંથી દૂર ઘણું,
નહિં નજર નણાયજી;
પાળક પણ પરલોકમાં,
જોતાં તે ન જણાયજી. અમેરે. ૨
મળશે મુસાફરી મારગે,
ઝાઝા વિષયના ઝુંડજી;
પાંચ વિકારના પર્વતો,
ક્રોધ રૂપી ઉના કુંડજી. અમેરે. ૨
ભેળા લીધા નથી ભોમિયા,
સગાં કેરો ન સાથજી;
અમેરે આવી પડ્યાં એકલાં,
હરિ ભોમિયા હાથજી. અમેરે. ૪
અમેરે અનાદિનાં એકલાં,
વસિએ એકલાં વાસજી;

આવ્યાં એકલાં જવું એકલાં,
એમાં શાનાં ઉદાસજી. અમેરે. ૫
હરિનું બ્હાનું લઇને હાથમાં,
ભક્તિ રસમાં ભીંજાયજી;
પરવાનો પકડીને પૂણ્યનો,
ગુણ હરિ તણા ગાઇજી. અમેરે. ૬
પહોંચશું પછી પર લોકમાં,
ભોગનો તજી ભાગજી;
ભવાની રીઝવી ભગવાનને,
લેશું અવિચળ લાવજી. અમેરે. ૭

## પદ.

અમે રે ઉદાશી આ લોકથી,
વસીએ અમે વનવાસજી;
મન ન ડગાવીએ મોહથી,
આઠે પહોર ઉદાશજી. અમે રે. ૧
લગની લાગીરે પરલોકની,
ઝંખના થાય ઝાઝીજી;
અમે રે ઉદાશી અતિ ઘણા,
રજની દિવસ ન રાજીજી. અમે રે. ૨
રાજી થઇએ કેવી રીતથી,
દેખીએ નહિં દેશિજી;
પંચ વિકાર પુંઠે પડયાં,
દેહ પાછળ દેશિજી. અમે રે. ૩
માયા ન કરીએ આ મુલકની,
સમજી માયા ન સાચીજી;
જાળવીએ નહિં જતનથી,
કાયા જાણીને કાચીજી. અમે રે. ૪
દુખી માયા શી લગાડવી,
માયા સંકટ મનાયજી;
કાયા પડી જાશે કારગી,

જોતાં હંસ ઉડી જાયજી. અમે રે. ૫
ઓળખીએ ધણી એકને,
લગની એકથી લાગીજી;
ભવાની ધણીને ન ભુલીએ,
મુક્તિ આપશે માગીજી. અમે રે. ૬

પદ.

મુરખ મન, હોંશે પી હરિ રસ રે. મુરખ. (ટેક.)
હોંશે પી હરિ રસ, હરિ રસ પીને હસ્ય;
વિપને ન થા વશ રે. મુરખ મન. ૧
કપટમાં નથી કસ, એમાં છે અપજશ;
ફંદમાં નહિં તું ફસ્ય રે. મુરખ મન. ૨
ખળ થકી દુર ખસ્ય, ધરમની વાટે ધસ્ય;
મોઢે ન ચોપડ મસરે. મુરખ મન. ૩
નીતિની પકડી નસ, બુદ્ધિથી ભવાની બસ;
જગતમાં કર જસરે. મુરખ મન. ૪

## પદ—રાગ ધીરાનો.

આ તન રંગ પતંગીરે, ચળકતી ઉડી જશે ચટકી;
સગાં સહોદર સંગીરે, પાછળ જશે તને પટકી. આ તન. ટેક
કાચી માટી તણો કુંભ આ કાચો, તંતુનાં બાંધેલ તાર;
કસબી એક કુંભાર કળાતો, કારીગરી કરનાર;
પેસતાં અંદર પાણીરે, મુરખ ગળી જશે મટકી. આ તન. ૧
ઘટમાળાથી ઘાટ ઘડિને, ઘડિ કરી ઘડિયાળ;
ગમતાં યંત્ર અનુક્રમે ગોઠવી, ચક્રથી ચાલતી ચાલ;
કુદરતિ કળા તો કટાતાંરે, અચાનક ગતિ જશે અટકી. આ તન. ૨
કાચ બિલોર તણો તન કુંપો, પડી જતાં પરમાણુ;
ફુટ કરી અફળાઇને ફુટતાં, હરદમ બનશે હાણ;
સાંધતાં નવ સંધાશેરે, કાચ બિલોરની કટકી. આ તન. ૪
કાયાવાડી ફળતી કરમાઇ, વિખરાતાં શી વાર;
કાળ કરૂર તણા જતાં કરમાં, લાગ મળે ન લગાર;
પંજામાં બિલાડીએ પકડીરે, છછુંદર જશે નહિં છટકી. આ તન.૫

પાણી તણો પીંડ આ પરપોટો, મુરખ મિથ્યા માન;
ઝાકળ નીર સમો ઝરી જાશે, પંથ પળાશે પ્રાણ;
વાંસે ઉડશે વાનીરે, ભવાની ભમીશ પછી ભટકી. આ તન. ૬

પદ.

આ ભવસાગર ભુંડોરે, તરીયા નર જાય તરી;
અબજ વામ ઉંડોરે, કળ ન પડે કયમ ફરી. આ. ટેક.
અકળ આકર્ષણ કળાથી, સ્થિરતા મોજાં થાય;
ભરતીથી નિર લાગે ભરાવા, જોરથી ઓટમાં જાય;
તાણુમાં વેગે તણાતાંરે, માછલી મુઢ જાય મરી. આ. ૧
ખળતા રૂપી ભુંડા ખરાબા, વિપત્તીના વા વાય;
માણુસ મન તરંગનાં મોજાં, અચાનકે અથડાય;
સઢ સુકાન સમોરાંરે, ફરકતાં તે જાશે ફરી. આ. ૨
લાયક નીતિ સાંકળે લાંગરી, નરતું નૌત્તમ નાવ;
અકસ્માત થતો અટકાવા, સમજણુ સાંધી સાવ;
પણુ પાપરૂપિ પવનેરે, નકી ગાબડું જશે નિસરી. આ. ૩
તામસ ધુમર તિમરમાંથી, કેથે ન વાટ કળાય;
ભવસાગરમાં ભુલાં ભમતાં, આત્મા તો અકળાય;
હાલ કલોલક થાતુંરે, ભવાની હોડકું જશે ભરી. આ. ૪

પદ.

ભવાની આખર ધુળની ધુળ. આખર (ટેક)
આ સંસાર અસાર આકારો,
તેમાં તું તરણાં તુલ્ય. ભવાની. ૧
મૃગ જળ સરખાં સુખડાંમાં તું,
ઝોકાં ન ખાતો ઝુલ્ય. ભવાની. ૨
માત પિતા પરિવાર ને માયા,
દેખી ન તેમાં ડુલ. ભવાની. ૩
આ ઉત્તમ અવતાર અલેખે,
ધમ વિના થશે ધુળ. ભવાની. ૪
દુર થકી અનીતિ કરવાથી
સાલસે સંકટ સુળ. ભવાની. ૫

મારૂં સુણી મનવા તું મુકી દે,
મોહ મમતનું મુળ. ભવાની. ૬
વિષયાદિક તૃષ્ણાની વાતો,
સુણતાં આવશે શુળ. ભવાની. ૭
અંત સમે રડવાથી અચાનક,
મુરખ થાશે મુલ. ભવાની. ૮
આ ભવસાગર ઉતરવાને,
પુણ્યનો બાંધ તું પુલ. ભવાની. ૯
બાજીગરની ઉજળી બાજી,
ભાળી ભવાની ન ભુલ. ભવાની. ૧૦

પદ.

ભવાની ભજતું શ્રી ભગવાન. ભજતું. (ટેક)
ભાવે શ્રી ભગવાન ભજ્યાથી, મહિમા વધશે માન. ભવાની. ૧
રાત દિવસ શ્રીરામ રટી લે, તનમાં આણી તાન. ભવાની. ૨
ખાંતથી સાવચથા ખણુવાને, ખુદરત કેરી ખાણુ. ભવાની. ૩
ધર્મ કર્મમાં ધ્યાન દઈ ધર, ધરણીધરનું ધ્યાન. ભવાની. ૪
ગંભિર રાગથી ગાફલ ગાતું, ગોવિંદના ગુણગાન. ભવાની. ૫
તજ અવગુણ અણુરાગ તથા તું, અંતરનું અભિમાન. ભવાની. ૬
સંત પુરૂષની શુ શિખામણ, મુરખ મનમાં માન. ભવાની. ૭
ભવસાગર ઊતરી જા ભાવે; ભવાની રાખી ભાન. ભવાની. ૮

પદ.

જીવડા જપી લે તું જગદીશ, જીવડા (ટેક)
વેદ પુરાણુ કુરાન ન પહોંચે, એજ અમારો ઇશ. જીવડા. ૧
મનવા હરિ ભજતાં તું મુકી દે, મનના ખોટા મીશ. જીવડા. ૨
રાગ રટનપર રાગ ધરી ધર, રાગ મમતપર રીસ. જીવડા. ૩
મોત સમે પસ્તાઇને મુરખા, બદ કર્મોથી બીશ. જીવડા. ૪
તે માટે તૃષ્ણાઓ તજીને, નમ હરિને દીન નીશ. જીવડા. ૫
શુભ મારગપર ચઢવા સારૂ, સતગુરૂનો થા શિષ્ય. જીવડા. ૬
ભાવ થકી સમજાવે ભવાની, ચાહન પાડી ચીસ. જીવડા. ૭

## પ્રભુ પ્રાર્થના. પદ.

પ્રભુ તારી અદભૂત રચના અપાર,
કોશ તેમાં કળ ન પડે કિરતાર. પ્રભુ. ટેક.
વન પર્વત નદિ સાગર સરજ્યાં, સુરજને શશિ સાર;
ગોઠવીયા ગ્રહ ગોળા ગગને, અધર કરી આધાર. પ્રભુ. ૧
પ્રાણિ પદારથ જડ ચૈતનમાં, નાયક છે નરનાર;
પરમ દયાથી પેદા કર્યાં એ, નિયમ થકી નિરધાર. પ્રભુ. ૨
નિતનિત વધતો જાય નિયમથી, વિશ્વતણો વિસ્તાર;
નાથ નિરંજન અગમ અગોચર, ભાવમાં સુખ ભરતાર. પ્રભુ. ૩
વેદ કુરાણ પુરાણની વાણી, પામે ન તારો પાર;
નિયમ નિરંતર નિરખી નિયંતા, અકળાઉં ઉરમાં અપાર. પ્રભુ.૪

## પદ.

દિનનો દયાળ છોડી, કોને શરણ જાઉં. (એ રાગ).
પ્રકટ ભયો આ પ્રભાત, પ્રભુના ગુણ ગાઉં,
ચતુર્ભુજ તણા હુંતો, ચરણ કમળ ન્હાઉં. પ્રકટ. ૧
પરમ શક્તિવંત પ્રભુ, પરમ દેવ પોતે;
ઠીક કૃપા કરે તોજ હું કૃતાર્થ થાઉં. પ્રકટ. ૨
જગત તાત સર્વ વાત જુની નવી જાણે;
પ્રભુના પ્રતાપ વડે, પરમ શક્તિ પાઉં. પ્રકટ. ૩
પાતક ભવાની દેહના સહુ પતાવા;
ધરણી ધરા તણા ધામમાં જવા હું ધાઉં. પ્રકટ. ૪
પ્રભુનો પ્રસાદ પામી વિશ્વમાં વિરામું;
ગુણ તણાં ગીત ગાઇ ગગન હું ગજાવું. પ્રકટ. ૫

## પ્રભાતિયું.

નારાયણ તારી ગતિ ન્યારી, શું જાણે સંસારીરે. નારાયણ.
જળને સ્થાને સ્થળ કરી સ્થાપે, વસુધા ઠામે વારીરે;
દરિયાને ઠેકાણે ડુંગર, ઝરણા ઠામે ઝાડીરે. નારાયણ. ૧
ઉન્મતનો મદ ઉતારવાને, પળમાં નાંખે પાડીરે;
ભવસાગરમાં ભક્તજનોને, ઉલટથી લેછે ઉગારીરે. નારાયણ. ૨
ક્રોડપતિને રાંક કરેને, દિનને સુખ દે દહાડી રે;

ભુપને ભીખ મગાવી ભૂધર, ગરીબને આપે ગાદીરે. નારાયણ. ૩
જયવંતા બળવંતા જાયે, હરિ ઈચ્છાથી હારી રે;
હરિ ઈચ્છાથી જન હારેલા, જય મેળવતા જારીરે. નારાયણ. ૪

## આરતી.

જયદેવ, જયદેવ. જય કરૂણા કારી. પ્રભુ. (બેવાર)
સંકટ ભય સંહારી (૨) સ્થિતિ કરી સારી. જય૦ ૧
જય જય જગ કરતાર, ગુણ નિધિ ગીરધારી, પ્રભુ. (૨)
રૂડી જેણે રચના, (૨) વિશ્વની વિસ્તારી. જય૦ ૨
ભક્ત વત્સતળ ભગવાન, દેવ તણા દેવા, પ્રભુ. (૨)
જરૂર કરે શિવ જેવા, (૨) શ્રી પતિની સેવા. જય ૩
અબળાના આધાર, ભક્ત તણા ભેરૂ, પ્રભુ. (૨)
કરતા શુભ દિન કેરૂં, (૨) મ્હેર તણા મેરૂ. જય૦ ૪
હરકત ભય હરનાર, દયા તણો દરીયો, પ્રભુ. (૨)
ઠિક ભક્તિમાં ઠરીઓ, (૨) તે સાગર તરીઓ. જય૦ ૫
અમપર કરી આભાર, કષ્ટ સહુ કાપ્યાં, (પ્રભુ) (૨)
ચો—દિશનાં ભય ચાંપ્યાં, અમ્રત ફળ આપ્યાં. જય૦ ૬
જયકારી જગદિશ, કરૂણા હરિ કરશો. પ્રભુ. (૨)
ભક્તિથી મન ભરશો, (૨) હરિ હરકત હરશો. જય૦ ૭

# વિવિધ વિષય.

## વિજયા દશમી. (રાગ ઓખા હરણનો)

ત્રેતાયુગના અંતમાં તોડી, માનમાજા ગદાંધની મોડી;
રામે રાવણ રણમાં રોળ્યો, ચુંથી ચંડાળ ચાંચડ ચોળ્યો. ૧
હોડે હનુમંત હાથીએ હોંશે, જંગ જોવા જેવો કીધો જોસ્સે;
લેતાં રાવણ સામી લડાઈ, વોરી વિજયની રામે વડાઇ. ૨
તેનું સમરણ રાખવા સારૂં, વિજય દશમી વિજયી ટાણું ધારૂં;
વિસ્તરણમાં જે જે વખણાયા, ગુણ કથન ગુણિને ગાયા. ૩
જોતાં અનુપમ ઐક્યતું જોણું, દેખું દશરા વિજય તણું દોણું;
"પ્રેમે શૌર્યનું" પીવાને પ્યાલું, રાજ્ય ભક્તિ સુચક ટાણું ભાળું. ૪
પ્રિતે શસ્ત્ર સમી પુજી લીધાં પ્યાલા પાંડવે યશ તણા પીધાં;

પીંખી કૌરવ કુટુંબ સહાર્યા, પાછા હાસ્તિનાપૂર પધાર્યા. ૫
ધન્ય ધન્ય ધર્મ રણધીર, ભાથી કરણને અર્જુન ભીમ;
જુદ્ધે જે જે યશસ્વી જણાણા, લાય લાયકી લેખ લખાણા. ૬
શુરવીર જે રણમાં છપાણા, તેને સંભારવાનાં આ ટાણાં;
દશિ રાજ્યમાં દશરાના દાહાડા, ઐક્ય રાજ્ય સ્વારિના અખાડા. ૭
વાજે વિવિધ લડાઇનાં વાજાં, રણે લડવા જાણે જાય રાજા;
કરે રૂધીર તિલકરાય ભાલે, અજ મહિષ તણો ભોગ ચાલે. ૮
વાગે સેનામાં જે શરણાઈ, લાગે સળગતી જાણે લડાઇ;
લોક શરદનો વાયરો લે છે, દાન શસ્ત્ર પુજી રાય દે છે. ૯
જવ નાખોશીને માથે જવારા, સમી પુજવા લોક સધાર્યા;
જુદ્ધ કરતાં ફતેહમાં ફાવ્યા, અંતે વિજય કરી ઘેર આવ્યા. ૧૦
જન શકુને કરે શસ્ત્ર સેવા, માગ્યા લેવાને વિજયના મેવા;
સાંજે સવિતાના કિરણોં શોભે, લીલા ક્ષેત્ર ભાળી મન લોભે. ૧૧
લાલ તડકો સીંદુરીને પીળો, રૂડો લસમસતો તે રસીલો;
રમે શ્રંગાર રંગીલા રાતે, ખેલે ચોપાટ બાજી કો ખાંતે. ૧૨
થળમાં મોજ મજાઓ થવાની, રાજ્ય ભકિતને ટાણે ભવાની;

## રૂતુવર્ણન.

### ચાતુરમાસ પદ રાગ સોરઠ.

વર્ષા રૂતુ તણા બેઠા વારા, પીયુ પરદેશ પધાર્યારે. (ટેક)
ગડ ગડ ગડ ઘન ગાજે ગગનમાં, ચપળા કરે ચમકારા રે. વર્ષા. ૧
અગણિત અભ્રથી આળની પડતી, મેઘની મુશળ ધારારે. વર્ષા. ૨
અભ્ર તમામ દિસે અંધરાયું, તગ તગતા નવ તારારે. વર્ષા. ૩
વિવિધ વિનોદમાં વાંજતાં વાજાં, ભાસે બધા ભણકારારે. વર્ષા. ૪
રાગ મલાર ગાવા નહિં ગમતા, સોરઠ તાનમાં સારારે. વર્ષા. ૫
હોંશથી બણી ઠણી જાતી હીંડોળે, દરશન કારણ દારારે. વર્ષા. ૬
મેળા તણા દિન એળે મજાના, અંતર લાગે અકારારે. વર્ષા. ૭
વસમા દિવસ આમ વિતે વિજોગે, ભોગવતાં ભય ભારારે. વર્ષા. ૮

(૨)

ચાતુર માસ તણા જો ચાળા, નરવા રંગ નિરાળારે. ચાતુર.(ટેક)
વ્યોમે વિલોકીક વાદળાં સાહે, મેઘા ડુંગરવાળારે. ચાતુર. ૧

ભુરાં રૂપેરી ભાસે ભયાનક, કેવળ વાદળાં કાળાંરે. ચાતુર. ૨
રૂમઝુમ રૂમઝુમ વાદળી વરસે, નિરથી દિપતાં નાળાંરે. ચાતુર. ૩
વન ઉપવન વેલિઓ વરસાવે, પાલોવાયા પાલારે. ચાતુર. ૪
લાગે લલિત લીલી કુંઝ લત્તાને, હસતાં ખેતર હરિયાળાંરે. ચાતુર. ૫
બોલે મધુર બોલ મોર બપૈયા, રાગડા તાણી રૂપાળારે. ચાતુર. ૬
બાગ બગીચાએ બેસી બગીમાં, રમવી ઊજાણી રસીલારે. ચાતુર. ૭
પ્રિતમ સંગ અમીરસ પીતાં, હિંચવા ખાટ હિંચોળારે. ચાતુર. ૮
પાથરી સેજ પલંગ પાથરણાં; ચારૂ અતિ ચિતરાળાંરે. ચાતુર. ૯
પ્રિતમ પ્યારી પરસ્પર પીતાં, પ્રેમા રસનાં પ્યાલાંરે. ચાતુર. ૧૦
સુંદર નરને નારી સજોડે, લાવા લુંટતાં કાલારે. ચાતુર. ૧૧
શુળો સમાન શરીરમાં સાલે, ભવાની વિરહનાં ભાલાંરે ચાતુર. ૧૨

## શરદ રૂતુ

### (વસંતતિલકાવૃત)

સારી રૂતુ શરદની સહુ લોક સેવે,
દીધી નવાં વરસની નવિ આશ દેવે;
કેવા કરે જન મળી અનકોટ આજે,
છોળે નવાં વરસની ધુમ ધામ છાજે. ૧
ઉમેદનો અરક અંતર માંહિ ઉગ્યો,
પાતાળમાં શરદનો પડઘોજ પુગ્યો;
ખાંતે ખરાબ રૂતુના ઉપડાવિ ખીલા,
લીલાધરે લલિત આવિ રચાવિ લીલા. ૨
શો આ શિળો શરદનો શશિરાજ શોભે,
લીલા વડે જન તણા મન ખૂબ લોભે;
ધો ધો થતા પડિ ગયા જળ ધોધ ઢીલા,
લીલાધરે લલિત આવિ રચાવિ લીલા. ૩
શીળા રવિ કિરણુ આથમિ જાય સાંજે,
વાજીંત્ર જો વિવિધ મંદિરમાંહિ વાજે;
શાંત્તિ કરે શરદનાં શશિ કિર્ણુ શીળાં,
લીલાધરે લલિત આવિ રચાવિ લીલા. ૪

ભૂરા ઊભા પર્વતો રમણીક ભાસે,
પેખાય ધોધ જળના પડતાજ પાસે;
લીલીધરા લલિત ઝાડ રશાળ લીલાં,
લીલાધરે નવિન આજ રચાવિ લીલા. ૫
પંખી જુઓ પવનથી ઉડિ જાય પાંખે,
ઊંચી લીલા કુદરતિ નિરખાય આંખે;
દેખો ઉગ્યાં કમળને જળમાંહિ ઢીલા,
લીલાધરે લલિત આવિ રચાવિ લીલા. ૬
ખેડૂત મોલ નીરખે નિજ ખેતરોના,
ટોળાં વળી તગડતા બહુ તેતરોના;
પાકેલ આ કણુસલાં પરખાય પીળાં,
લીલાધરે લલિત આવિ રચાવિ લીલા. ૭
કામીનિઓ ગરબિ કોમળ ગાય કંઠે,
પંથી જનો પરમ હોંશથિ જાય પંથે;
ચારે દિશા પડિ ગયા સરખાજ ચીલા,
લીલાધરે લલિત આવિ રચાવિ લીલા. ૮
કોવીદતો શરદની કવિતા કરે છે,
ગોવિંદના ગહન ગૂણ વિષે ગળે છે;
સાધૂ ગણે સરસ સેજ સુવાનિ શીલા,
લીલાધરે લલિત આવિ રચાવિ લીલા. ૯
વાણું થતાં ઝરણ ઝાલર ઘંટ વાગે,
લીલાં રવી કિરણ શીતળતાથિ લાગે;
કેવા દિસે કુદરતો ધણીતાર કીલા,
લીલાધરે લલિત આવિ રચાવિ લીલા. ૧૦
શીળા જનો શરદની કરતા ન સ્તૂતી,
જાણે ખુણી વચન મૂખથી જાય ખૂટી;
ગંડૂ કરે ગરિબની બહુ જેમ ગીલા,
લીલાધરે લલિત આવિ રચાવિ લીલા. ૧૧
ગૂણીજનો ચતુર રૂતુ રૂડી ગણેછે,
ભાગો કરી વરસના રૂતુઓ ભણેછે;

જૂદા દિસે જમિનના બહુ જેમ જીલ્લા,
લીલા ધરે લલિત આવિ રચાવિ લીલા. ૧૨

## રૂતુરાજ. પદ.

રૂતુ રાજની આ ખીલી રહી રાત. રૂતુ. (ટેક)
વન ઉપવનમાં કરતી વિશેષે,
કોયલડી કિલ કિલાટ. રૂતુ. ૧
બાગબગીચામાં ખીલી બહુધા,
જુજવાં વૃક્ષોની જાત. રૂતુ. ૨
રોજ ફુવારાગમાં ઝીલતાં હોંશે,
વિસરે ઉતાપની વાત. રૂતુ. ૩
કુંઝલત્તાની ઘાટી ઘટામાં,
ઉપજે નહિં ઉકળાટ. રૂતુ. ૪
ઝાઝાં ઝરણના વિમળ વહનથી,
જેથી થતા ગગડાટ. રૂતુ. ૫
ઉદ્યમી નરને નારી ઉંઘેછે,
ઉરના તજીને ઉચાટ. રૂતુ. ૬
એક ન આવે અવાજ અચાનક,
સઘળે દીસેછે શાંત. રૂતુ. ૭
ગંભિર શીતળ શોભે ગગનમાં,
ચાંદનીનો ચળકાટ. રૂતુ. ૮
ચાંદી સમીખગ ચાદરમાંહી,
ભભુકી રહી પ્રહભાત. રૂતુ. ૯

## "રંગ એવી રજપુતાણીયોને"

### પદ.

રંગ એવી રજપુતાણીયોને,
સબળ ધીર વાળી શાણીઓને. રંગ. (ટેક)
લાખ વર્ષ વીતી જાય તોય યાદ લાવે,
ઇતરની જુની ઇંધાણીયોને. રંગ. ૧
વિરપણું પામવા વિશેષ ગ્રંથ વાંચે,
કવિની કથેલી કહાણીઓને. રંગ. ૨

ગુણના અવાજ ગગન સુધી તે ગજાવે,
વિગળ ગ્રહણ કરી વાણીયોને. રંગ. ૩
હિંમત આણીને હરિફ મુખ ભણી હાલે,
મસળવા મદાંધ માનીઓને. રંગ. ૪
બંધીવાનની સમાન બાહુ બળે બાંધે,
પ્રેમ પાશ વડે પ્રાણિયોને રંગ. ૫
મુલક કરે ઘેર મરદ બીરદ મેળવીને,
દૂર કરે ક્રુર દાણીઓનો. રંગ. ૬
વસ્ત્ર ભુષણો વિશેષ વ્હાલી વેચી,
તગડવાને ધાય તાનીઓને. રંગ. ૭
રાજપાટની લગામ નીજ હાથ રાખે,
જ્ઞાનથી હરાવે જ્ઞાનીઓને. રંગ. ૮
પૂગવા પતિને રણે ઝૂઝતા પ્રમોદે,
હોંશથી હણે હરામીયોને. રંગ. ૯

## સવૈઓ.

રેલના ખેલથી કેલના મેહેલ પડે તો કમાણી ગળે કડીયાને,
દેશમાં કાળ પડે લવલેશ તો, ફાવતું થાય બહુ ફડીયાને;
દામ કમાય પ્રજા દિન જામ તો, કામ જરૂર જડે જડીયાને,
દેશમાં બેશ ભણેલ વિશેષ તો, માન ખસુસ મળે ખડીયાને.

## મરદ કોણ, (પદ)

ગરદ થઇ મહાલેરે, ફિકર તજી રોજ ફરે;
ધરમની ઢાલેરે, કિરતીનો કોટ કરે. ટેક
પરમારથ પર રાખે પ્રીતિ, ધરમ સુણીને ધાયે;
હરકત દેશી જનની હરવા, જરૂર હોય ત્યાં જાયે. ગરદ.
નોબત રણુ વાજાંના નાદે, ખરી ખુશીથી ખેલે;
લાભ દેશના સારૂ લડતાં, મોજ મજા સહુ મ્હેલે. ગરદ.
મરવાથી હથિયાર ન મેલે, રડવાથી નવ રીઝે;
પડેલને નવ મારે પાછુ, ખુની અરી પર ખીજે. ગરદ.
શબ્દ સિંધુડાના સાંભળીને, ડોલરીયો થઇ ડોલે;
સબળ શત્રુને શસ્ત્ર વડેથી, ચાંચડની સમ ચોળે. ગરદ.

દેશી જનોનું સંકટ દેખી, દીલમાં નીશદીન દાઝે;
ઉરમાં ખડુ આવે ઉકરાંટા, વિધવિધ વાજાં વાજે. મરદ.
ગગન સુધી પહોંચે ગગડાટો, કેશરી શિંહ કરે તે;
હિંમત હાકથી અરિનાં હાજાં, શિતળ થઇ થથરે તે. મરદ.
સ્વદેશના લાભો સાચવવા, દેશ વિદેશે દોડે;
જાતિ જોરે ધસી જવનનો, તકે કોટ ઝટ તોડે. મરદ.

**પદ.**

પ્રેમથી કરો પ્રણામ, આ પતિવ્રતાને,
વાહવાહ એવી વનિતાને. પ્રેમથી.
કષ્ટ સમે કંથ તણી ચાકરી કરીને,
પતિને પ્રભુ પેઠે પિછાણે. પ્રેમથી.
રોષથી ભરેલ પતિને સતિ રીઝાવે,
ગુણવંતિ ગુણતણા ગાણે. પ્રેમથી.
પતિ સાથ જારતણું જાવણું પિએને;
ગાણવી મુકે સહુ મજાને. પ્રેમથી.
મતિહીણ કંથ નશિએ કદી મળે તો;
અંતરે ન એક દોષ આણે. પ્રેમથી.
પંડથી અધિક પ્રાણનાથને પિછાણી;
જુજવા ન એક જીવ જાણે. પ્રેમથી.
દેવિની સમાન સતિનારી આ દિપેછે;
ખુદરતિ સ્વભાવના ખજાને. પ્રેમથી.
જાગતાં કે ઉંઘતાં તે રોષ ના જણાવે;
અનીતિ કરે ન એ અજાણે. પ્રેમથી.
સેવ કરે દેવ તણા દેવ એ સતિની;
વિશ્વ એવી દેવિને વખાણે. પ્રેમથી.
સંકટમાં દેખી સ્વામિ સંકટ સમાને;
ભવાની ન ભોજન લે ભાણે. પ્રેમથી.

**ચોપાઈ.**

તે ભવ સિંધુથી નવ તર્યા,

૧.

કારભાર શ્રીકારજ કર્યા, ફિકર વિના હાથી પર ફર્યા;
દિલમાં શ્રી હરિથી નવ ડર્યા, તે ભવસિંધુથી ના તર્યા.

૨

ખોટાના કરતા બહુ ખરા, ભવાની ભુપર પેટજ ભર્યા;
જશ એવાને ન મળે જરા, તે ભવ સિંધુથી નવ તર્યા.

૩.

કસાઇ સરખાં કારજ કર્યા, ભવાની પાપે ઉદર ભર્યા;
વીર વૃત્તી કરી જે નવ ઠર્યા, તે ભવસિંધુથી નવ તર્યા.

૪.

કપાળ મધ્યે તિલક કર્યા, ધુતી ખાવા ભગવાં ધર્યાં;
શ્રી હરિ ભવાની નવ સમર્યાં, તે ભવસિંધુથી નવ તર્યા.

૫.

જુવાની વીતી આવી જરા, નિરાંતથી ન લીધી નીંદરા;
છાતીમાં લઇ ફરતા છરા, તે ભવસિંધુથી નવ તર્યા.

૬.

હરેક જનનાં સંકટ હર્યાં, એવા નરધન ધન અવતર્યા;
વિદ્યા અને નિતીને વર્યા, તે નરભવ સિંધુને તર્યા.

## કૃષ્ણલીલા.

### પદ—રાગ દેશ.

રૂડા લાગોછો લેરખડા લટકે લાલજીરે. રૂડા. (ટેક)
મણિ જડિત અલી મુગટ માથે,
હેમની પ્હોંચી ઝળકતી હાથે;
ભળકતાં તિલડી ને તિલક ભાળજીરે. રૂડા. ૧
નાક નિરખો નમણું કીરલાજે,
રેટોપાસ જરીનો રાજે;
વાસુકી ફેણુ લજાવે લાંબા વાળજીરે. રૂડા. ૨
ગળે હાર ગુલાબી ગમતા,
ભમર સરસ સુગંધે ભમતા;

ગભરૂ ગોરા લેશ ગુલાબી ગાલજીરે. રૂડા. ૩
કસબી લાલ વિલોકીક વાઘો,
લાવણ્યતાથી લાયક લાગો;
ચપળ હંસ સમાન ચટકતી ચાલજીરે. રૂડા. ૪
કાળી આંખડી કામણ ગારી,
નિરખતાં તે નરને નારી;
વધે ભવાની વિઠ્ઠલ જોતાં વ્હાલજીરે. રૂડા. ૫

## રાગ માઢ.

વેગે આવજો વનમાળી, ધારી નથી ધરાતી ધીર. વેગે.
ધીરજ મનડું નવ ધરેરે, સુકાઇ જાય શરીર;
વાલમ તણા વિજોગથીરે, નયણ વહેછે નીર. ધી,
વગાડતાતા વાંસળીરે, ત્રીકમ જમુના તીર;
કદંબપર હરિ કુદીયારે, ચોરીને તમે ચીર. ધી.
દુધ ગવરીનાં દોઈનેરે, ખાતાં ગીરધર ખીર;
સુખ એવાં બહુ સાંભરેરે, રાતદિવસ રઘુવીર. ધી.
અવધ વીતી જાતાં અધિક, અંતર થાય અધીર;
સાંભળતાં નથી સામળારે, બેઠા થઈ બધીર. ધી.
ચરચર દાઝે ચીતને, હૈયાનું વળી હીર;
વજો ભવાની વેગથીરે, બહુ થયું બળવીર. ધી.

## રાગ પ્રભાતી.

લાલ તમારો લાડકવાયો, લાજ અમારી લેછેરે. લાલ.
જમુનાંજીને મારગ જાતાં, કોને આળ કરેછેરે;
માવ તમારો માંકડલાંની, ફોજને લઇને ફરેછેરે. લાલ.
ગોપિયોનાં દુધ દહિંના ગોરસ, લાલ લુટાવી દેછેરે;
પારકી ગાય તણાં દુધ પીને, ભુધર પેટ ભરેછેરે. લાલ.

## ઠુમરી.

જાદુગારો ઠગારો, કાંઈ કરી ગયોરે." (એ રાગ)
ગોરી કુંઝગલીગાં આલી ગરી ગઇ રે;
ભુધરજીને ભેટવા. ગોરી. ટેક.
સામી મળી એવી શરમાઈ,

હાંરે દેખી મને દુરથી દિલ માંહી ડરીરે. ભુધરજી. ૧
જીવણજીને મંદિર જાતાં,
હાંરે કાન કેવી પકડી મેં કપટ કરીરે. ભુધરજી. ૨
કાન તમારૂં કેણ કબુલી,
હાંરે વાસુદેવનો કુંવર મચને વરીરે. ભુધરજી. ૩
જીવની સાથ વિચારી ને જોતાં,
હાંરે *ઠાક એતો ઠગારી કુબ્જાજી ઠરીરે. ભુધરજી. ૪
જીવણજીને જુઠડા જાણી,
હાંરે ખબડદારી બતાવી દીધી આજ ખરીરે. ભુધરજી. ૫
દગો દઇને મને કીધી દિવાની,
હાંરે હરજીએ અમારી તો હીંમત હરીરે. ભુધરજી. ૬
સોકલડીનું સંકટ સાલે,
હાંરે ધારી શકુ એટલી મેં ધીરજ ધરીરે. ભુધરજી, ૭
છેતરવાને છેલ છબીલો,
હાંરે કેવી કુબ્જાએ આલીઆ ઠગાઈ કરીરે, ભુધરજી. ૮
માન અમારૂં ઉતારો ન મોહન;
હાંરે માન જાશે મોહન તો જઇશ મરીરે. ભુધરજી. ૯
વાલમજીને ન મુકીશ વિલા,
હાંરે ફાવી જાશે એથી ન કુબ્જાજી ફરીરે. ભુધરજી. ૧૦
જીવણજીને એકલા જોઈ,
હાંરે ભેટવાને ધાઊં ભવાની આંસુ ભરીરે. ભુધરજી. ૧૧

## ટાંડવ નૃત.

ગરબો.

"ચાલ ગાગર ચાલ ગાગર જમુનાંજી જઈએ"(એ રાગ)
ભૂતનાથ ભુતડાં કરીને આજ ભેળાં,
નાથ કરે ટાંડવ નાચરે; નાથ આજ નાચે.
ફેર ફેર ફુલનાથ ફુદડી ફરે છે,
અંગને ન આવે આંચરે; નાથ આજ નાચે. ૧
પારવતિ પતિ ઘેર નાચવા પધાર્યા,

* રસ વઇ વાંચવી.

દાનવને વળી દેવરે; નાથ આજ નાચે.
આનંદ ધરીને દેવ દેવિયો આવી,
શંકર તણી કરે સેવરે; નાથ આજ નાચે. ૨
ઉંદરે ચઢીને ગજાનંદજી ઉતાવળા,
આનંદથી નાચવાને આવેરે; નાથ આજ નાચે.
ઉલટથી કારતિક આરતિ ઉતારી,
મોરને નાચવા મનાવેરે; નાથ આજ નાચે. ૩
બંગ અગડબંગ અગડબંગ દેવ બોલે,
ત્રિપુરારી તાનમાં દે તાલરે; નાથ આજ નાચે.
ગાંધરવો ગગન ગાન કરીને ગજાવે,
ગણનો બજાવતા ગાલરે; નાથ આજ નાચે. ૪
ભેદ પામવાને વેદ પાઠ ભણે બ્રહ્મા,
શ્રીપતિ વગાડે શંખરે; નાથ આજ નાચે.
લેરમાં ભોરીંગ ભોળાનાથના લડે છે,
ડોલતા ન મારે ડંખરે; નાથ આજ નાચે. ૫
ભુતડાંની સાથ હાથ મેળવીને ભેરવ,
હિંચગા વગાડે હાકરે; નાથ આજ નાચે.
વાળતાં વળાય નહિં એમ અંગ વાળે,
ડાકણો બજાવે ડાકરે; નાથ આજ નાચે. ૬
વાહવાહ કહી ભૂતનાથને વખાણે,
ફરતાં ન આવે ફેરરે; નાથ આજ નાચે.
નારદ ને વિર વળી તંબુર વગાડે,
ભુંગળને વાગી રહી ભેરરે; નાથ આજ નાચે. ૭
ભોરિંગના ભુષણો સજીને ભૂતનાથે,
ટાંડવનો કીધો તાલરે; નાથ આજ નાચે.
ડોક માંહી રકત ભરી રૂંઢમાળ દિપે,
ભળક ભળક શશિ થાય ભાળરે; નાથ આજ નાચે. ૮
ઠિક નાચ નિરખીને સૂર્ય ચંદ્ર થંભ્યા,
ટાંડવમાં થયા તદકારરે; નાથ આજ નાચે.
ભાંગ પી ભવાની દેવ દેવીઓની ભેળા,
કંથ કરે થેઇ થેઇ કારરે; નાથ આજ નાચે. ૯

## સબરસ. રોલાવૃત.

સબરસમાં રસ એક, એક રણમાં લડવાનો;
સબરસમાં રસ એક, એક અરિસું અડવાનો;
સબરસમાં રસ એક, એક ચડતી પડતીનો;
સબરસમાં રસ એક, એક વેળા અડતીનો. ૧
સબરસમાં રસ સરસ, સરસ છે વિર રસવટનો;
સબરસમાં રસ સરસ, સરસ છે માન ભગતનો;
સબરસમાં રસ સરસ, સરસ છે નિજ શક્તિનો;
સબરસમાં રસ સરસ, સરસ ઈશ્વર ભક્તિનો. ૨
સબરસમાં રસ સાર, સાર છે વાદ વિષયનો;
સબરસમાં રસ સાર, સાર છે વિદ્યા વિજયનો;
સબરસમાં રસ સાર, સાર છે શૌર્યપણાનો;
સબરસમાં રસ સાર, સાર છે ઐક્યપણાનો. ૩
રસ મસ સબરસ માંહિ, હોય છે વીર હઠીલા;
રસ મસ સબરસ માંહિ, કરી લે સર અરિ કિલ્લા;
રસ મસ સબરસ માંહિ, કુળીને રણમાં ડોલે;
રસ મસ સબરસ માંહિ, બંની જય વાણી બોલે. ૪
સબરસમાં રસવિર, ગગન થઈ રણમાં મ્હાલે;
સબરસમાં રસ વિર; ચોંપથી લડવા ચાલે;
સબરસમાં રસ વિર, ધીર અંતરમાં ધારે;
સબરસમાં રસ વિર, મરણીયો થઇ અરિ મારે. ૫
સબરસ તો સોહાય, પિતાં વિરરસના પ્યાલા;
સબરસ તો સોહાય, તોડતાં બંધન તાળાં;
સબરસ તો સોહાય, ફિકર મેલી ફરવામાં;
સબરસ તો સોહાય, મૂખ સામે મરવામાં. ૬
સબરસ લેતાં શુકન, વાટ નવ જોવી વિરા;
સબરસ લેતાં શુકન, ન ધારે મનમાં ધીરા;
સબરસ લેતાં શુકન, મળે સારા કે મંદા;
સબરસ લેતાં શુકન, સદા માને સુખકંદા. ૭
સબરસથી સુખ થાય, મળે સબરસથી મેવા;

સબરસથી જય થાય, જડે ફળ જોવા જેવા;
સબરસથી રસ થાય, વિના રસનીધીઃક વાણી;
ભવાની નિત્ય ભિંજાય, લ્હાઈને સબરસ લ્હાણી. ૯



# કવિ પ્રતાપરાય શીવલાલ.

## જામનગર.

જામનગરમા રહેવાશી રા. શીવલાલ ગોરધન નામના નાગર ગ્રહસ્થને ઘેર કવી પ્રતાપરાયનો જન્મ સંવત ૧૯૦૧ ના માર્ગશીર્ષ વદ ૬ ના રોજ થયો.

તેમનું કુટુંબ ખાનદાન ગણાયછે. પ્રતાપરાયનું બીજું નામ ઘોઘભાઈ છે. આ ઘોઘભાઇ ઉર્ફે પ્રતાપરાયની ત્રણ વર્ષની બાળક વયમાં શીળીના દરદથી આંખો ગઇ તેથી તેઓ વિદ્યાભ્યાસ કરી શક્યા નહીં. પણ નાનપણથીજ પોતાની વયના નીશાળે ભણતા છોકરાઓ પાસે પુસ્તકો વંચાવી શ્રવણ કરવાનો તેમને શોખ હતો તેથીજ બહુ શ્રુતપણાંને લીધે તેઓ કવિતા કરતાં શીખ્યા છે તેમની કવિતા ઈશ્વર મેહેરબાની વડે પ્રસાદીક હોવાથી ઘણી રશીક થાયછે; તેમણે મનોરંજક પ્રતાપ કાવ્ય એ નામનું પોતાની કવિતાઓનું પુસ્તક છપાવી બાહાર પાડેલું છે શીવાય "રમુજમાળા" ભક્તિ ઉપદેશ ગાયનાવળી "મનોરંજક માહાત્મ" અને પ્રમદા પ્રબોધ નામનાં પુસ્તકો તૈયાર કરેલાં છે પણ તે હજી છપાયાં નથી. તેમની કવિતા વાંચનાર માટે નીચે ઉતારી લેઇએ છીએ, તેથી તેની કવિતા વિષે ઉંચો મત બાંધવાનું સજ્જન ગ્રહસ્થોને સેહેજ બની આવશે.

## ઇશ્વર સ્તુતિ.

### દોહરા.

જય જય જગ કર્ત્તા પ્રભૂ, પૂરો મનના કોડ;
વિઘ્ન હરો વિશ્વેશ્વરા, કરૂં વંદન કર જોડ.

### ઇંદ્રવિજય છંદ.

પાળક શ્રી પરમેશ પ્રભુ, કરતાર કૃપાનિધિ એ જગદેવા;
નમ્રપણે કર જોડી નિરંતર, પ્રિતથી ચિત ચહું તુજ શેવા;
દેસુ વિચાર સદા દુઃખ ભંજન, જેથિ અખંડ મળે સુખ એવાં;
આપ અમાપ પ્રતાપ તણિ નિત, નોંધ સુણ્યાથિ રિઝે જન તેવા.

### ઇંદ્રવિજય છંદ.

વાણિ સુધારણ સારદ માત, અપાર પરાક્રમની કરનારી;
અંબ સદા જગસ્થંભ રૂપે થઈને, રહિ આપ પ્રતાપ પસારી;
પૂરણ આશની, પાપ પ્રનાશિનિ, દાસ નિરાશ નહીં કરનારી;
હે! જગવાશિની, દેવી ઉપાસની, દેસુ વિલાશનિ વાણિ સુધારી. ૧
તું સિંહવાહની, દારિદ્ર દાહનિ, અષ્ટી સુવાહનિ, તું અજનારી;
હે! દ્રઢ પાવનિ, રંક રીઝાવનિ, ભક્ત નિભાવની, તું અસુરારી;
અંબ ઉજાશનિ, વિઘ્ન વિનાશિનિ, ત્રાસ નિકાશનિ તું દુખહારી;
આપ અખંડ કૃપા કરિ અંબ, પ્રતાપ વિચાર સદા સુખકારી. ૨

## પતિ પત્નીયેં હળીમળી ચાલવા વિષે.

### દોહરો.

પતિ પત્નીના પ્રથમથી, મળતા હોય મીજાજ
સદૈવ સુખતો ભોગવે, નહિતર જન્મ અકાજ. ૧

### નારાચ છંદ.

અકાજ જન્મ એકથી ન સુખ શાંતિ પામીયેં;
અકાજ જન્મ જે થકી, નવેદના વિરામિયેં;
અકાજ જન્મ જેહનો અયોગ્યથી થયો વિયા;
હળી મળી હમેશ, સૂખ ભોગવો પતી પ્રિયા. ૧
મિજાજ જો મળે ન તો, ન સૂખ વૈભવે ગમે;
મળે નહીં મિજાજતો, પરસ્પરેં પિડા ખમે;
મળ્યા નહિં મિજાજ તેથિ, કષ્ટ કૈક પામિયા;
હળી મળી હમેશ સૂખ, ભોગવો પતી પ્રિયા. ૨
ગળે ન રાગમાં મૃદંગ, તંબુરા સતારજો;
ન રાગ રંગ જામશે, કરે વિશેષ [૧]કારતો;

---

૧ યુક્તિ.

મળ્યાથિ રંગદે મૃદંગ, સંગ માત્ર કાંશિયા;
હળી મળી હમેશ સૂખ, ભોગવો પતી પ્રિયા. ૩
જુઓ સિતાજી દ્રૌપદી, નળાદિની સ્ત્રિયો તણા;
ગવાય ગૂણ શાસ્ત્રમાં, ગણ્યા ન જાય જે ગણ્યા;
વિપત્તિ વેઠિ સ્વામિનાં, પવિત્ર ચર્ણ પૂજિયા;
હળી મળી હમેશ સૂખ, ભોગવો પતી પ્રિયા. ૪
દ્રષ્ટાંત આ પ્રસંગનું ન એક, આ અનેક છે;
વધારવું ન ધારતાં, ગણ્યુંજ એક નેક છે;
વિવેકથી હરેક દંપતી, મળી કરો ક્રિયા;
હળી મળી હમેશ સૂખ, ભોગવો પતી પ્રિયા. ૫
મિજાજ ગર્મ કંથ, તોય નર્મ નરિયેં થવું;
ન નર્મ નારી હોય તો, વરેં ન આકરૂં હવું;
અહે સુબોધ તેજ સૂપતિ, અને સતી સ્ત્રિયા;
હળી મળી હમેશ સૂખ, ભોગવો પતી પ્રિયા. ૭
પ્રભૂનિ પૂર્ણ ભક્તિથી, સુજ્ઞાન સ્વાદ ચાખિયેં;
શિખી શિખાવિ સદગુણો, વિચાર શુદ્ધ રાખિયેં;
રૂડા વિચારવંતની, વૃતી થકી ન વામિયા;
હળી મળી હમેશ સૂખ, ભોગવો પતી પ્રિયા. ૭
ઉમંગથી અભંગ શ્રેષ્ટ, શાસ્ત્ર મર્મ જાણવો;
નિતી સદ્ધર્મના પવીત્ર, માર્ગને પ્રમાણવો;
પળે સુપંથ તે સદા પ્રતાપ સૂખ પામિયા;
હળી મળી હમેશ સૂખ, ભોગવો પતી પ્રિયા. ૮

## વિપત્તિમાં હિંમત્ત રાખવા વિષે.

### ઉપેંદ્રવજા છંદ.

દયાળુ દેવે શ્રજિ સૌ પ્રજાને; ગણો શ્રજ્યાં સાથ મજા કજાને. ;
નહીં સદા વખ્ત રૂડો નઠારો; વિપત્તિમાં હિમ્મત તો નહારો. ૧
સુસંપત્તેં વૈભવ ભોગવાશે; વિપત્તિમાં દૂખ ખરાં ખમાશે;
ગણી સદા ઇશ્વર પાળનારો; વિપત્તિમાં હિમ્મત તો નહારો. ૨
ભરેલ તે ઠામ થવાનું ખાલી; ક્ષણેકમાં જાય ભરાઇ ખાલી;

અકકનો આવિ જતોજ વારો; વિપત્તિમાં હિમ્મત તો નહારો. ૩
હતા વડા હાકેમને હજૂરી; થયા દિઠા તે કરતા મજૂરી;
મજૂર તે હાકમ થ્યા હજારો; વિપત્તિમાં હિમ્મત તો નહારો. ૪
પદ્મો પ્રફૂલીત થતાં પ્રભાતે; બિડાય તે પોયણી ખીલવાતેં;
ધડેલ એવી ઘટમાળ ધારો; વિપત્તિમાં હિમ્મત તો નહારો. ૫
સુશોભીતો સૂર્ય ઊગે સવારે; તમામ જે તિમિરને વિદારે;
પરંતુ તે અસ્ત નકી થનારો; વિપત્તિમાં હિમ્મત તો નહારો. ૬
વધાઈ જો એક ઘરેં ગવાતી; કુટાય છે એક ઘરેંજ છાતી;
ક્ષણે ખુશી ખેદ ક્ષણે થનારો; વિપત્તિમાં હિમ્મત તો નહારો. ૭
ન સંપત્તિમાં સુખિ સૌ જણાતાં; વિના પ્રજા કાં દરદે પિડાતાં;
ન તેમ તો ક્લેશિ કુટૂંબ ધારો; વિપત્તિમાં હિમ્મત તો નહારો. ૮
રહે જતી સંપત્તિ જો કદાપી; રહો નહીં ધર્મ તજી તથાપી;
સુઉદ્યમી થૈ વિપત્તિ વિદારો; વિપત્તિમાં હિમ્મત તો નહારો. ૯
કદી નદીનું ભરપૂર પાણી; ઉલંઘવાને અકળાય પ્રાણી;
પ્રયત્નથી પ્રાપ્ત થશે કિનારો; વિપત્તિમાં હિમ્મત તો નહારો. ૧૦
નશીબ જોગે તક હોય જેવી; વિવેકથિ રાખવી વૃતિ તેવી;
સુખેં દુખેં ધારણ એક ધારો; વિપત્તિમાં હિંમ્મત તો નહારો. ૧૧
પડી નિચે પાઘડિ પાઘડી તો; ખંખેરી પેરે ખળતા ન કે' કો;
ન એ થકી આબરૂનો ઘટાડો; વિપત્તિમાં હિમ્મત તો નહારો. ૧૨
સુકર્મથી સૂખ ગ્રહે સુકર્મી; કુકર્મથી કષ્ટ સહે કુકર્મી;
નિયંમ એ ધારિ સુનીતિ ધારો; વિપત્તિમાં હિમ્મત તો નહારો. ૧૩
વિલોકી લોકો દિલથી દિલાસો; સુતર્કથી સર્વ તર્કે તપાસો;
વિશ્વેશ વિશ્વાસથિ ના વિસારો; વિપત્તિમાં હિમ્મત તો નહારો. ૧૪
વિજ્ઞતિ વાંચિ પ્રિય વાંચનારા; સુલક્ષ લેજો તજી દોષ ગારા;
પ્રતાપનેં મિત્ર ગણી તમારો; વિપત્તિમાં હિમ્મત તો નહારો. ૧૫

## નીતી વિષે દોહરા.

નિતીથકી નરનારની; સુખમય સ્થિતિ થનાર;
પ્રીતીથી નીતી ધરે; ભીતો ભાગિ જનાર. ૧
અનિતિથી ઉડી ગયા; અનેક રાણા રાય;
થયા નષ્ટ કષ્ટી બની; પામ્યા નહીં સુખ લાવ ૨

નીતિવાન વીસરે વિપત્ત; થઇ સંપત્ત સરદાર;
દંપત્તિ જો નીતી ના ધરે; તો નહીં જંપ લગાર. ૩
નીતિ નાવમાં નેહથી; વાસ કરે નરનાર;
પામે પરમ પ્રતાપથી; પળમાં ભવજળ પાર. ૪
નીતિવાન નર જગતમાં; સૌ સદગુણિ શણુગાર;
સભા વિષે શોભે સદા; સજ્જન સુખ સરદાર. ૫
હર હમેશ નીતિ લેશથી; કરશે રિપૂ ન ક્લેશ;
દ્વેશ લેશ નહીં લાગતાં; માગે માફિ વિશેષ. ૬

## હુતાશનિના દુષ્ટ ચાલ દૂર કરવા વિષે.

### દોહરો.

શિશૂ સુણો સૌ સ્નેહથી, જે કહું છું તમ કાજ
હુતાશનીના દી તણો; હણુવા દુષ્ટ રિવાજ;

### ઇંદ્રવિજય છંદ.

બાળ તમે શુભ હાલ થવા, સુણિ આજ રૂડો ઉપદેશ અમારો;
દુષ્ટ રિવાજ હુતાશનિના, દિનને હણિ સઘ ગ્રહો શુભ ધારો;
માર પછાડ તણી રમતો, રમવી નરતી ગણિ તેજ વિસારો;
શ્રેષ્ટ પ્રતાપ સદાય થવા, શુણિ બોધ તમે કુ રિવાજ વિદારો. ૧
નાર જતી લઇ ઘેરિ તમે, દુખ દો છબિ ભિત્સ વદી કયમ! યારો;
તે અબળા ધભરાય ઘણી, પણુ તોય નથી તજતા કુવિચારો;
તે કદિ સાંખિ જશે, પણુ' તે અપરાધ ગણે જગદીશ તમારો;
શ્રેષ્ટ પ્રતાપ સદાય થવા, શુણિ બોધ તમે કુરિવાજ વિદારો. ૨
આટિ તણાં પુતળાં લઇને, ચક લાગ લિને વળી તેમ બજારો;
બીક નથી ધરતાં ફરતાં, કરતાં મુખથી બદ શબ્દ ઉચ્ચારો;
રે! કયમ! લાજ નથીજ થતી, મળતા જન સર્વ થકી ફિટકારો;
'શ્રેષ્ટ પ્રતાપ સદાય થવા, શુણિ બોધ તમે કુ રિવાજ વિદારો. ૩
મારગમાંહિ જતા જનને, નવરાવિ ભુંશો છ વળી ધુડગારો;
તે તમ સાથ લડી પડતાં, દઇ ગાળ નકી બનશે ખુબ ખારો;
તોપણુ તે નહીં દુષ્ટ ગણાય, મનાય અતીશય વાંક તમારો;
શ્રેષ્ટ પ્રતાપ સદાય થવા, શુણિ બોધ તમે કુ રિવાજ વિદારો. ૪

ગોફણથી પથરે હણતાં, દુખિયા જનતો નકિ થાય અપારો;
કારણ કે પથરા પડવા થકિ, નિકળશે અતિ શોણિત ધારો;
આમ બીજી રમતો ઘણિ, દુષ્ટ રમ્યા થકિ જે અતિ દુખદારો;
શ્રેષ્ટ પ્રતાપ સદાય થવા, શુણિ બોધ તમે કુ રિવાજ વિદારો. ૫
અન્ય તણા ઘરમાં જઈને, લઈને અતિ માલ તણોજ પથારો;
ધાક નથી ધરતા જગદીશ તણો, જરિયે શઠના સરદારો;
આવિ અનેક રિતિ અતિ દુષ્ઠ, અહો છ અરે! ધિક્કઃ છે જન વારો;
શ્રેષ્ટ પ્રતાપ સદાય થવા, શુણિ બોધ તમે કુ રિવાજ વિદારો. ૬
ગોફણ ત્યાગ કરી દઇ, એ પણ શાસ્ત્ર રૂડાંજ સદાય વિચારો;
ફાગ તજી શુભ રાગ શુણો, કરિ ત્યાગ કુચાલ તમામ નઠારો;
દુષ્ટ રિવાજાથ લાભ નહીં, પણ થાય ખરેખર હાણ હજારો;
શ્રેષ્ટ પ્રતાપ સદાય થવા, શુણિ બોધ તમે કુ રિવાજ વિદારો. ૭

## કજીયાનું મો કાળું.

### છંદ અબોલા.

કજીયો નામ કોવાડા સરખું, તિક્ષણ ધારા વાળૂં;
હર્ષ વૃક્ષને હણે હમેશાં, કજીયાનૂં મો કાળૂં. ૧
ક્રૂર રૂપ કજીયાનું ધારો, મહા ભયંકર ભાળ્યું;
કામ કરે કરવતના જેવૂં, કજીયાનૂં મો કાળૂં. ૨
વિષમ વૃક્ષ કજીયાનું કહીયેં, વસમા કાંટા વાળૂં;
ઝેર ભરેલાં ફળછે તેનાં' કજીયાનૂં મો કાળૂં. ૩
કજીયે કાઢયા વંશ કૈકના, ઘર ઘણાકનું ઘાલ્યું;
રાજ તજાવિ કર્યાં રખડતા, કજીયાનૂં મો કાળૂં. ૪
કજીયે કૈરવનું કુળ છેદ્યું, જાદવ કુળ પરજાળ્યૂં;
રાવણ સમ રોળાણા કજીયે, કજીયાનૂં મો કાળૂં. ૫
કજીયે સુત પિતુ માત નપાળે, માત તાત નમયાળૂં;
પતિ પત્નીમાં ઉડે પગરખાં, કજીયાનૂં મો કાળૂં. ૬
કજીયે કુળ પણ કડવું લાગે, ભોજન ને ગમે ભાળ્યૂં;
ભવ્ય વિભવ પણ લાગે વસમો, કજીયાનૂં મો કાળૂં. ૭
કજીયે ઘર સંસાર ગમે નહીં, કુટુંબ પણ નહિં વહાલૂં;

સગાં સ્નેહી સહુ શત્રુ સરખાં, કજીયાનૂં મો કાળૂં. ૮
નાત જાતની વાત ન માને, માનવી જે કજીયાળૂં;
રાત દીવસ નિરાંત ન પામે, કજીયાનૂં મો કાળૂં. ૯
જીવે સર્પાદિક જો કરડે, કરડે શ્વાન શિયાળૂ;
કજીયે કરડયો કોઈ ન ઉગરે, કજીયાનૂં મો કાળૂં. ૧૦
મનાય જીવતું મૂવા છતાં પણ, મનુષ્ય કીરતીવાળૂં;
મુવું જીવતું, જન કજીયાળું; કજીયાનૂં મો કાળૂં. ૧૧
કજીયાનાં ઘર મિલ્કત મૂકો, હય હાથી સૂખપાલૂં;
કજીયે મળતું તજો કોટી ધન, કજીયાનૂં મો કાળૂં. ૧૨
કજીયે મળતાં કડાં ઊતારી, મળતા શાલ દુશાલૂં;
તુચ્છ ગણી તે તજો તમે સૌ, કજીયાનૂં મો કાળૂં. ૧૩
પરંતુ તે નહીં થાય આપણૂં, આપણું જે કજીયાળૂં;
ભોગવશે જે જેનૂં તેતે, કજીયાનૂં મો કાળૂં. ૧૪
ક્ષણિક સકળ જોબન તન ધન સુખ, ભવ સુખ ભવગય ભાળ્યૂં;
ભજી પ્રતાપિ પ્રભુ પાપ પ્રજાળો, કજીયાનૂં મો કાળૂં. ૧૫

## વસંત વિરહાષ્ટક.

### વસંતતિલકા છંદ.

આ બાગ જો સખિ અથાગ ફૂલેથી ફૂલ્યો,
રે, લાગ તે નફ્ટ ફાગણનો ન ભૂલ્યો;
હૂં રૈ, અભાગણ સુલાગ ન ભાગ આવ્યો,
આવી વસંત રૂતુ કંથ પરંતુ નાવ્યો. ૧
જો માલતી મલપતી જુઈને ચમેલી,
બૌ વૃક્ષ ડાળ ફળ ફાલ થકી નમેલી;
આંબે જુઓ નવિન મોર થતો જણાવ્યો,
આવી વસંત રૂતુ કંથ પરંતુ નાવ્યો. ૨
આ મલ્લિકાનિ કળિકા અલિ કામ ભીની,
શૂં ? મોગરાથી મળિ પ્રીત કરે પ્રવીણી;
આ જો અરે ! પવન મંદ સુગંધિ આવ્યો,
આવી વસંત રૂતુ કંથ પરંતુ નાવ્યો. ૩

જો શોભતી કદળીયો ફૂળથી ફુલેલી;
આ શી? ગુલાબ કળિયો નવિ નીકળેલી;
રે કૂંજ કૂંજ? મુજકૂંજર છે છુપાવ્યો,
આવી વસંત રૂતુ કંથ પરતુ ના વ્યો. ૪
ઘેરી ઘટા શુભ છટાધિ સુવૃક્ષ છાજે,
પામ્યાં સુપત્ર ફળ ફૂલ પવિત્ર આજે;
વેલી વિચિત્ર વિલસી મુજને ન લ્હાવો,
આવી વસંત રૂતુ કંથ પરંતુ નાવ્યો. ૫
કોકીલ પક્ષિ શુકમોર ચકોર મેનાં,
લાગે મધૂર કરણે બહુ શબ્દ જેના;
શૂણી દિલે મદન તાપ અધીક આવ્યો;
આવી વસંત રૂતુ કંથ પરંતુ નાવ્યો. ૬
પ્યારાં અરે! કમળ કાં કરમાય છે તૂં,?
દેખી દુખીત મુજને શરમાય છે શૂં; ?
કે, ભેટતાં ભ્રમર શું ભ્રમથી ભ્રમાયો, ?
આવી વસંત રૂતુ કંથ પરંતુ નાવ્યો. ૭
આવે સમે સહુ વસે સુખમાં સજોડે,
આવે સમે કુણ પરસ્પર પ્રીત છોડે;
પ્યારે પ્રદેશ ક્યમ આ વખતે વસાવ્યો, ?
આવી વસંત રૂતુ કંથ પરંતુ નાવ્યો. ૮
સૌ આ સમે શણુગાર ધરે સુઅંગે,
આ વેષ મેં ન શુભ લેશ ધર્યો કુઢંગે;
મેં ઢોંગિ થૈ ખચિત ઢોંગ ન આ મચાવ્યો,
આવી વસંત રૂતુ કંથ પરંતુ નાવ્યો. ૯
આવી હુતાશનિ, હુતાશન મૂજ હૈયે;
આ શોક તાપ સખિ કોણ કનેજ કૈયે;
સંતાપ કે' કયમ સમે, સખિ તે સમાવ્યો, ?
આવી વસંત રૂતુ કંથ પરંતુ નાવ્યો. ૧૦

## શખિવાક્ય.

### પુષ્પીતાગ્રા છંદ.

શુણિ વચન વદિ સુશખિ વિચારી, પ્રગટ પ્રલાપ કરે અરે, શું પ્યારી?
નિકટ સુખ થવા સુનાથ નારી, વિકટ તકે વરતે સુધૈર્ય ધારી. ૧૧

### લાવણી.

"પ્રભુ તુને પ્રસન્ન તે કેમ થાશે" એ ઢંગમાં.

તથા રાગ કાલીંગડા, બીહાગ વીગેરેમાં ગવાય છે.

જય જય જગદંબે જગ જનુની, જય જય જગદંબે જગ જનુની;
અંબે તું પાળક ત્રિભુવનની, જય જય જગદંબે જગ જનુની. ટેક. ૧
જે જગ કારણુ, દુખ વિદારણુ, તું ભવ તારણુ તરણી;
અકળિત તુજ ઇશ્વરતા કેવા, અલ્પ ગતી મુજ મનની; જય જય. ૨
સ્વારી તારી સૌથી સારી, સિંહતણા વાહનની;
રત્ન જડિત શોભા અતિ સુંદર, ચક્ર ચક્રીત આસનની. જય જય. ૩
ભૂષણુ વસ્ત્ર ધર્યા અતિ સુંદર, નયન રેખ અંજનની;
પુષ્પ સુગંધી ધર્યા મન રંજન, આડ કરી શુભ ચંદનની. જય જય. ૪
અસુર નિકંદન, ભવ ભય ભંજન, ગંજન તું રિપુ દળની;
ખડગ શૂળ શરચક્ર ધર્યા, કર શોભા શુભ કંગનની. જય જય. ૫
શુક સનકાદિ સેવ કરે નિત, ભક્તિ થકી દ્રઢ મનની;
બ્રહ્માદિક દિન રાત ધરે, ઉર આશ તુજ દર્શનની; જય જય. ૬
ખેચર બાળી, દીન દયાળી, તું મહીષાસુર હનની;
શુંભાસુર આદિક સૌ હણિયા, મેહેનતથી તુજ તનની; જય જય. ૭
જે સુખ દાતા, વિશ્વ વિધાતા, કરૂણા દ્રષ્ટિ કરની;
શુભ વરદાયક, જન સાયક, જયનાયક ચૌદ ભુવનની; જય જય. ૮
પ્રતાપને નિજ ચરણુ રાખજે. કૃપા કરિ દિન રજની;
અર્જ સુણી પૂર આશ અંબિકા, મંડળી મન રંજનની; જય જય. ૯
સ્તુતિ કરી આ ભાદ્રપદે, શુભ તારીખ સોમ પુનમની;
ઓગણિશ સેં છવીશ કેરી, સાલ વળી વિક્રમની; જય જય. ૧૦

## સરસ્વતિ સ્તુતિ.

### તાલ દાદરામાં હરેક રાગમાં ગવાશે.

સરસ્વતિ સુખ કરન, હરન અખિલ તું ઉદાશી; સરસ્વતિ સુખકરન.

ધરત ધ્યાન તજ ગુમાન ભજન કે ભિલાષી. સર સરસ્વતિ. ૧
હંસકી સવારી કીએ, લીએ સુપોથી બીનાં;
તુઝ કૃપા તે રીઝવત જન, શુકમ પૂર મેનાં. સરસ્વતિ. ૨
જાપ જપત સુર મુનિ જીન, સુમરતનિ જગ્યાની;
ભારથી બિધાત્રી માત, દાત સરસ બાની. સરસ્વતિ. ૩
ભુખન સુ પુષ્પ બિબિધ, બસ્ત્ર શસ્ત્ર ધારી,
કર કૃપા અખંડ અંબ દ્રઢ પ્રતાપ કારી. સરસ્વતિ. ૪

## તગદીર તેત્રીસી.

### છંદ ત્રોટકની ચાલ.

તન મન્ન અને ધન ખર્ચ થતાં, અન ખાઇ નખાઈ અતી ગયતાં;
જન ડાપણુમાં કદિ જાય ડુલી, તગદીર વિના તદબીર લુલી. ૧
જયમ યોગ્ય જણાય અનૂક્રમથી, શ્રમ ભોગવતાં સદ ઉધમથી;
ગમતું પરિણામ જડે ન ઝુલી, તગદિર વિના તદબીર લુલી. ૨
જન બાળપણેથી સુઆશ ધરે, ભણુવા ભલિ વિદ્ધ પ્રયાસ કરે;
પણુ પાસ થતાં પદ જાય ભુલી, તગદીર વિના તદબીર લુલી. ૩
દુધ ઉતું કરો દહિં આખરવા, ધૃત માખણુ તાવિ અને કરવા;
ઉભરાઈ ઢળે ચુસી જાય ચુલી, તગદીર વિના તદબીર લુલી. ૪
ગમતાં શુભ ભોજન થાળ ભરી, જમતાં મનમાં જન વાલ ધરી;
મુખ ચાખી જતાં સુખ થાય સુલી, તગદીર વિના તદબીર લુલી. ૫
ઘર છોડી ઘણૂં ધન મેળવવા, પરદેશ પ્રયાણુ કરે પળવા;
વિરહે વય આખર જાય ઉલી, તગદીર વિના તદબીર લુલી. ૬
કરિને કવિતા કવિ યોગ્ય ખરે, ધનવંતની પાસ પ્રિતે ઉચરે;
મુખ સામું મદાંધ જુવે ન ભુલી, તગદીર વિના તદબીર લુલી. ૭
વરસાદ અતિ અનકૂળ થતાં, અન પાકિ અનેક તૈયાર છતાં;
ટિડ આદિ પડે નપમાય ધુલી, તગદીર વિના તદબીર લુલી. ૮
નિરખી દરદી મલિ વૈદ્ય વડા, પરખી પ્રતિકાર કરેજ ઘણા;
સરખી પડશે ન દવા સમુલી, તગદીર વિના તદબીર લુલી. ૯
વદિ જોસથિ જોશિસુ જોશ જુએ, અભિમાનથી આખર માન ખુવે;
મિન મેખ કરી ગણુતાં અંગુલી, તગદીર વિના તદબીર લુલી. ૧૦
નળરાય સમાન ગયા વનમાં, નૃપ રાવણુ તૂલ્ય રડયા રણુમાં;

દુરયોધન આદિ ગયાજ ડુલી, તગદીર વિના તદબીર લુલી. ૧૧
સુર સાથ વિષે જઈ રાહુ મળ્યો, મળતા શુભ અમૃત સ્વાદ ગળ્યો;
ગયું શીશ પડી ખરિ વાત ખુલી, તગદીર વિના તદબીર લુલી. ૧૨
ન થવાનું ન થાય પ્રયત્ન કરે, થવું તે તકરાર કરે ન ફરે;
કિસમત્તની ગત્ત અતી અતુલી; તગદીર વિના તદબીર લુલી. ૧૩
ન ખમાતિ ભવીષ્ય નિશીદિસ ખરે, દિન નીશ ખમે જગ આખું અરે;
બહુ ભાતિ નશીબનિ ખ્યાતિ ખુલી, તગદીર વિના તદબીર લુલી. ૧૪
વિધિના નિરમેલ ઠરાવ વડે, સહુ સારૂં નઠારૂં સદાય બને;
કરનાર મનુષ્ય મનાય મુલી, તગદીર વિના તદબીર લુલી. ૧૫
અણુ ધાર્યું પચીસ પચાસ મળે, પણ હારિયે તોય ન આશ ફળે;
શ્રમણાથિ ભલા પણ જાય ભુલી, તગદીર વિના તદબીર લુલી. ૧૬
હલકાઈથિ વ્યર્થ ગુમાન ધરી, કર્યું મેં હું કરીશ હડે ઉચરી;
ગન ફોગટ કોઈ જશો ન ફુલી, તગદીર વિના તદબીર લુલી. ૧૭
ઘણું મેળવિને ઘરમાં ભરતાં, દમડી ખરચે ન દુઃખે મરતાં;
પછિ પાછળથી પ્રગટાય પુળી, તગદીર વિના તદબીર લુલી; ૧૮
બહુ રંક નિશંક સદા સુખિયા, મહિપાળ સમાન દિસે દુઃખિયા;
દુઃખમાં સુખ ને સુખમાંય શુળી, તગદીર વિના તદબીર લુલી. ૧૯
નથિ કોઈનું કોઇ લઇ શકતું, કદિયે દઇ કોઇ નથીજ જતું;
નિજ ભાગ્ય અભાગ્ય જવું ન ભુલી, તગદિર વિના તદબીર લુલી. ૨૦
સઉ ઉદ્યમ જાણિ નસીબ થકો, કરતાં કદિ કોઈ નહીં અટકો;
વધુ હર્ષ વિશાદ કરો ન વળી, તગદીર વિના તદબીર લુલી. ૨૧
કદિ ઉદ્યમ જો નહિં કોઈ કરે, વિદ્વાન છતાં પણ મૂર્ખ ઠરે;
વણુ હાથ હલે ન શકાય પલી[1], તગદીર વિના તદબીર લુલી. ૨૨
પરનું સુખ જોઇ પિડાવું નહીં, નિજને મળ્યું તે થકી તુષ્ટ રહી;
મતલબ ખરી ગણિ એજ ખુલી, તગદીર વિના તદબીર લુલી; ૨૩
ધરિ કોડ કરોડ વિચાર કરો, હરખાઈ દરેકથી હોડ ધરો;
પળમાં પણ જાય બધું બદલી; તગદીર વિના તદબીર લુલી. ૨૪
હથિયાર ધરી હય હાથિ ચડે, દિન રાત અતી અમિ રાતવડે;
સમજો સઉ કોઈ સ્મશાન ધુલી, તગદીર વિના તદબીર લુલી. ૨૫

૧ જીવી.

ઉલટા ઉર અંકુર ધારિ અરે, જન ક્રુર જડર કપાઈ મરે;
ક્ષણ ભંગુરનું જઇ ભાન ભુલી, તગદીર વિના તદબીર લુલી. ૨૬
કુદરતથિ જેમ રૂતુ પલટે, ત્યમ વીશ્વતણી ઘટમાળ ઘટે;
સુખ દુઃખનિ નીત્ય નશીબ નલી, તગદીર વિના તદબીર લુલી. ૨૭
તદબીર રચે તગદીર જુતે, લહાગ્યાથી જવાય ખમ્યા પિયુ તે;
ચડિ માર્ગ પરંતુ પડે ઉથલી, તગદીર વિના તદબીર લુલી. ૨૮
સવળું અવળું સહુ તેથિ સુઝે, ન નશીબ વિના કશિ વાત બુઝે.
ખુશિ ખેદનિ ખાણ નશીબ ખુલી, તગદીર વિના તદબીર લુલી. ૨૯
બધિ શ્રેષ્ઠ કનિષ્ટ નશીબ કથા, મુરખાઇથિ માત્ર મુંઝાય વૃથા;
નહિ નીત્ય નશીબનિ જાય છલી, તગદીર વિના તદબીર લુલી. ૩૦
જગ વાડી વિષે જન સર્વ તમે, કરશો તદબીર વિના વિશમે;
ફળશે કદિ કેળ ભવીષ્ય ભુલી, તગદીર વિના તદબીર લુલી. ૩૧
શુભ શાંતિ તણી તરવાર વડે, અફસોસ અને ઇર્ષાદિ હણે;
વિતતાં દિન રાત મહાન ઝુલી, તગદિર વિના તદબીર લુલી. ૩૨
મુજ અલ્પ મતિથિ જવાયું બકી. સમજો સહુ સાર વિચારી નકી;
ખરિ અર્જ પ્રતાપ જશો ન ભુલી, તગદીર વિના તદબીર લુલી. ૩૩

## સ્વદેશ પડતીનાં કારણો.

### હીરછંદ.

ઓપતી યુરોપ આદિની સુણી કથા,
જાગતા સ્વદેશિ જ્યાં લગી ન સર્વથા;
જાણતાં છતાં ઉરે ન આણતા અરે,
ત્યાં સુધી સ્વદેશની સ્થિતિ શિ સૂધરે ? ૧
આળસૂપણે કળા વિસારિ આપણે,
આળસૂપણે થયા હિણા ઘણા ગુણે;
તે છતાં સ્વદેશ એકતા નહીં કરે,
ત્યાં સુધી સ્વદેશની સ્થિતિ શિ સૂધરે ? ૨
સાંભળી વિગત્ત સત્ય જાણતા નથી,
આજની અગત્ય ઉર આણતા નથી;
તાણિને મમત ખોટ ખાયછે ખરે,

ત્યાં સુધી સ્વદેશની સ્થિતિ શિ સૂધરે? ૩
આપણી અસભ્યતા ન જ્યાં સુધી જશે,
ખોટિ રૂઢિયો ખચીત જો નહીં ખસે;
જ્યાં સુધી કુસંગથી થશે કુઢગરે,
ત્યાં સુધી સ્વદેશની સ્થિતિ શિ સૂધરે? ૪
જ્યાં ગિનીટને ફલાકના જુદા મતો,
જ્યાં કુસંપથી વિશેષ ક્લેશ જામતો;
જામિયા જુના વિચાર જ્યાં ઘરેઘરે,
ત્યાં સુધી સ્વદેશની સ્થિતિ શિ સૂધરે? ૫
કાળ જાય તેમ કાળજું કપાય છે;
કાળજી થકી નિકાલ ક્યાં કરાય છે;
કાલ કેમ આજ એમ ચાલ આદરે,
ત્યાં સુધી સ્વદેશની સ્થિતિ શિ સૂધરે? ૬
માલ જાણિ માત તાત મ્હાલવા છકી,
બાળ લગ્નમાં નિમગ્ન થઇ છે નકી;
ટાળવા કુચાલ કો ન ચાલતું કરે,
ત્યાં સુધી સ્વદેશની સ્થિતિ શિ સૂધરે. ૭
ભાત ભાતના (ભોજન) જમાડિ નાત જાતમાં,
વાવરે વિશેષ વિત્ત વાત-વાતમાં;
પામતા નહીં છતાં• મતા તજી મરે,
ત્યાં સુધી સ્વદેશની સ્થિતિ શિ સૂધરે. ૮
જ્યાં સુધી મહીપ ટાપટીપમાં મચી,
મોજ ને મઝા વિષે રહ્યા રચી પચી;
હોંશથી હજુરિ સાથ હોજમાં તરે,
ત્યાં સુધી સ્વદેશની સ્થિતિ શિ સૂધરે. ૯
જામનીએ જામપી હજામથી હસે.
જામ કે ઘડી પછી નિઝામ થઈ ધસે;
જ્યાં મળેલ માનવીનું માન વીસરે,
ત્યાં સુધી સ્વદેશની સ્થિતિ શિ સૂધરે. ૧૦

## હરિહર સ્તુતિ.

### રાગ બિભાસ, જંગલો, ભૈરવી વિગેરે તાળ દાદરો.

હરમુકુંદ શિવ ગોવિંદ ત્રિશૂળ ચક્ર ધારી;
વ્રશભ ધ્વજ ગરૂડ ગૌરિ શ્રી વિહારી; હરમુકુંદ. ૧
ડમરૂ શંખ અરૂપિ નાક શર ધનૂષ ધારી;
મદનાં તક મધુ સૂદન ત્રિપુર હર મુરારી. હરમુકુંદ. ૨
પરમ પુરૂષ પુરૂષોતમ અજ નમ અવિનાશી;
પાપ તાપ હરન ચરન, કઠ પ્રયાગ કાશી. હરમુકુંદ. ૩
સુરમુનિ કર જોર જુગલ, નિરખત છબ ન્યારી;
જીન પ્રતાપ અતિ અમાપ, અભય મોક્ષકારી. હરમુકુંદ. ૪

### રાગ ભૈરવી. તાલ દીપચંદી.

સમર શિવ સાંબ સોહાગી, સમર શીવ સાંબ સોહાગી;
પંચ વદન મદનારિ[૧] મહેશ્વર, રટ રસના ઝટ જાગી. સમર. ૧
ચંદ્ર લલાટ જટાધર શંકર, ભજ મમતા મદ ત્યાગી. સમર. ૨
સમર સદા દુર હર ચરણાંબુજ, બન ઉનમેં અનુરાગી. સ. ૩
પરમ પ્રતાપ પ્રભુ પદ તજકે, ઓર ભજે સો અભાગી. સ. ૪

---

## કવિ નવલરામ લક્ષ્મીરામ.

*રા. નવલરામ લક્ષ્મીરામનો જન્મ સંવત ૧૮૯૫ ના ફાગણ વદ ૬ ને દીવસે થયો હતો, એ જ્ઞાતે વિસલનગરા નાગર બ્રાહ્મણ

*આ કવિની જન્મભુમી ગુજરાતમાં છે પણ કાઠિયાવાડમાં લગભગ દસબાર વર્ષ થયાં રહે છે તેથી કાઠિયાવાડના કવિની હારમાં લખેલ છે.

છે, એમણે સુરતની હાઈસ્કુલમાં અભ્યાસ કર્યો હતો. અને ત્યાં પ્રથમ તારીખ ૧ સપટેમ્બર સને ૧૮૫૪ ના રોજ આશીસ્ટંટ માસ્તરની જગા મળી, ત્યાં ઉત્તરોત્તર વધતાં સને ૧૮૬૮ ના મે માસની ૬ ઠી તારીખે સુરત ટ્રેનિંગ સ્કૂલ હેડ માસ્તરની જગા ઉપર રૂપીયા ૧૨૦ ના દરમાયાથી આવ્યા તે સ્કુલ અમદાવાદની ટ્રેનીંગ સ્કુલ સાથે મળી જઇ તેણે ગુજરાત ટ્રેનિંગ કોલેજ નામ ધારણ કર્યું ત્યારે રૂા. સવાસોના પગારે વાઈસપ્રિન્સિપાલની જગા ઉપર બદલી થઇ. તા. ૧ ફેબ્રુવારી સને ૧૮૭૦ કાઠિયાવાડ ટ્રેનિંગ સ્કુલના પ્રિન્સીપાલ દાખલ તેમની ખાસ માગણી મેહેરબાન પીલ સાહેબે કરવાથી તેમની તે જગો ઉપર સને ૧૮૭૬ ના ડીસેમ્બર માસની તારીખ ૧ ના રોજ થઇ અને ત્યાર પછી હાલ સુધી તે જગા ઉપરજ છે તેમનો હાલ પગાર રૂ.૨૦૦) છે.

ગુજરાતશાળા પત્રનું અધીપતીપણું સને ૧૮૭૦ ની સાલથી એમને સોંપવામાં આવ્યુંછે.

એમનાં રચેલાં પુસ્તકો નીચે મુજબ છે.

૧ ભટનું ભોપાળું, ૨ વીરમતિ નાટક, ૩ વ્યુત્પત્તિપાઠ, બાળલગ્ન બત્રીસી, ૫ નિબંધ રિતી, ૬ બાળ ગરબાવળી, નરશી મેતાનું મામેરૂં સટીક. વીગેરે વાગેરે તેમાં સારોદ્ધાર કરવાની તથા પાઠાંતર આપવાની શાસ્ત્રીય રીત પેહેલ વેહેલી ગુજરાતી ભાષામાં દાખલ કરી હતી તથા તેમાંજ પ્રથમ કાવ્યોમાં શું શું શીખવવું જોઇએ તે ટીકા કરી શિક્ષકોને દેખાડયું હતું.

એ શીવાય એમનું ઘણું ખરૂં લખાણ પણ શાળાપત્રમાં છે તેમાં મેઘદૂતનું ભાષાંતર, વાક્ય પ્રથક કૃતિ, શિક્ષાપદ્ધતિની સમજુતી, અકબર બીરબલ નિમિત્તે હિંદી કાવ્ય તરંગ, અને ઇંગ્લાંડનો ઇતિહાસ એ વિશેષે જાણવા જોગ ગ્રંથો છે.

હાલ "નર્મ કવિતા" ઈચ્છારામ સૂર્યરામ છપાવે છે તેને માટે "કવિ જીવન" લખી મોકલ્યુંછે.

એમને ઇંગ્રેજી, સંસક્ત, મરાઠી તથા હિંદી ભાષાઓનું જ્ઞાન છે તેમજ ઊર્દુંનું પણ સેહેજ જ્ઞાન છે તેમની બનાવેલી કવિતાઓમાંથી થોડી નીચે ઊતારી છે.

# કજોડાંનું મુખ્ય દુઃખ.

## ગરબી.

"મારારે સમ બોલોની વ્હાલા" એ રાગ.

સખિ, ઓ, હું તે, શુંરે કરૂં કહેની?
મારોરે પિયુ બહુ નાનો બ્હેની? સખિ. ૧
હું તોરે થઈ નવ જોબન નારી;
રસેરે રસે રજની રમનારી. સખિ. ૨
અરેરે હાય! ક્યાંઈ રમાડનારો?
બળોરે બળો જન્મારો મારો? સખિ. ૩
હજિરે મેં ન સ્વામિનું સુખ ચાખ્યું;
કહોનીરે કેમ હૈડું રહે રાખ્યું? સખિ. ૪
મારૂંરે તન તપ્ત રહે નીત્યે;
મારૂંરે મન વ્યાકુળ છે પ્રીતે. સખિ. ૫
મારૂંરે ચિત ચોગમ પિયુ ખોળે;
ચઢીરે ચઢી હું તો જોબન ઝોળે? સખિ. ૬
રોમેરે રોમે કામ રહ્યો વ્યાપી?
મરોરે મારાં માબાપજ પાપી? સખિ. ૭
પાપરે પાપી પાપિજ માબાપો;
જાણીરે જોઈ પાપ પ્રસંગ આપ્યો. સખિ. ૮
હુંતોરે હજી શુદ્ધ રહિશુ શાને;
રહિશ તે તો ઇશ્વરરે જાણે? સખિ. ૯
બીજિરે મુજ સરખિ અભાગણિઓ;
કરેછે છૂપી કર્મ કુડાં ઘણિયો, સખિ. ૧૦
તેનાંરે પાપ માબાપને માથે;
છુટેરે નહિં છોડયાં કો વાતે? સખિ. ૧૧
સાચેરે સાચું શાસ્ત્ર સ્મૃતિનિ સાખે;
નવલરામ ગાજિ વગાડિ ભાખે. સખિ. ૧૨

# બાળ લગ્નથી સ્ત્રીઓ શુદ્રતાને પામી છે.

## સ્ત્રી સ્વરૂપ ગરબી.

" મારે મોહેલે પધારો મારા રાજ, માણીગર મોહોલે"
સંસારનું નૂર છે નાર, સજન સંસારનું નૂર છે નાર. એ રાગ.
સ્ત્રી સુધરે સકળ સુખસાર, સજન સ્ત્રી સુધરે સકળ સુખ સાર.
ધૂળધાણિ બધુંજ નિર્ધાર, એ વણુ ધુળધાણિ બધુંજ નિર્ધાર. ટેક.
સુંદર સ્ત્રીનું મુખડું, સુંદર સ્ત્રીનું તન,
સુંદર સ્ત્રીના બોલડા સુંદર સુંદર સ્ત્રીનું મન. સજન સં. ૧
સુંદર સેવા સ્ત્રી કરે, સુંદર ધરેજ સ્નેહ;
સુંદરતા સંસારમાં, ભરનારી નારિજછેય ? સજન. ૨
આપે જન્મજ જકતને, પાળે પૂરણ પ્રીત;
એનાજ નાગ આધારથી, કહાવે ઈશ્વરી અંશ ખચીત ? સજન. ૩
જોબનમાં રંભા રૂપે, જુવતી રસની ખાણ;
સ્ત્રી વણુ સુખ સૂનાં સહૂ, સ્ત્રી જગ તરણે જળ જાણ! સજન. ૪
મીઠું બોલી મ। હરે, ટાળે તન પરીતાપ;
આફતમાં ધીરજ ધરી, ધીર આપે એ નરનેજ આપ. સજન. ૫
ઘરણી ઘરનો થંભછે, ઘરનું ઘરણિજ નામ;
ઘરણી ઘરનું ઘરેણું છે, ઘર ઘરણિ વિનાનું સ્મશાન! સજન. ૬
ઘડપણમાં ઘરણી સમી, સેવા કોથિ ન હોય;
સ્વર્ગે પણ સંગે ગઇ, તેતો નારિજ નર નહિં કોય? સજન
ધન ધન નારી નામને? પ્રેમી પરમ અપાર?
પાળે બાળે સર્વને, એ તો આદ્ય શક્તિ અવતાર? સજન. ૮
નિંદા એની જે કરે, તે પાપી ગુણ ચોર!
દુર્ગુણ ને દરિયે ડુબી, તોએ દિલમાં દયાનુંજ જોર. સજન. ૯
ગોરી ફૂલ ગુલાબનું, સૂકે કે કરમાય;
કે કોહે વણ કાળજી, તોએ જાતિ સુગંધિ ન જાય. સજન. ૧૦
શાસ્ત્રી પૂરાણિ પંડિતો, શાણા સજ્જન સર્વ,
સાચે સાચું હું કહું, તમે માનો મુકી મન ગર્વ. સજન. ૧૧
દીસે દુર્ગુણિ આજ બહુ, નથિ એની કાંઈ નાજ;

પણ એ દુર્ગુણિ મુર્ખ કે, જે છે તે તમારાંજ કાજ. સજન. ૧૨
આદે દમયંતી, સિતા, દ્રૌપદિ, આદિ અપાર;
થઈ ગઈ ગુણવંતિયો, તે હતિજ નારિઓ યાર? સજન. ૧૩
ધર્મે કર્મે ન કેળવો, નાપો કંઈ પણ જ્ઞાન;
રાખો જો હેવાન તો, ક્યમ હોય ન એ હેવાન? સજન. ૧૪
હા, અબળાઓ હાય રે? હાલ છેજ હેવાન!
ખાવું પીવું ખેલવું, એ ત્રણનુંજ જેને ભાન. સજન. ૧૫
જ્યાં હેવાનજ હારનો, સબળો સુંદરિ સાથ;
ત્યાં જીવ્યાથી તો ભલું, ખરે મરણ નવલનાઓ નાથ! સજન. ૧૬

## કજોડાનાં સમસ્ત દુઃખ.

### ગરબી.

" રઘુપતીરામ રૂદેમાં રહેજો રે" એ રાગ.

(હેલી) ઉર ભરજોબન જ્યારે રે,
નહિં સુખ સંસારનું ત્યારે રે;
પડે ભગિ બ્રાહ્માડ એ ભારે,
અરે દુઃખ દિણ વરનાં ઘણાં હેલી રે! ટેક. ૧
(હેલી) એ દુઃખ કોને કહિયે રે?
બીજું હોય તો દોડતાં જઇએ રે,
રડી કનડિ માડી કને લઇએ. અરે દુઃખ. ૨
(હેલી) આતે કોને જઇ કહિએ રે?
મન માંહિ મુંઝાઇજ રહિયે રે;
અમે જીવતાં મુએલાંજ છૈયે. અરે દુખ. ૩
(હેલી) થઇએ સહિયો જ્યાં ભેળીરે,
સહુ વાત કરે મન મ્હેલીરે;
બગ જેવિ બેશી રહું ઘેલી. અરે દુખ. ૪
(હેલી) મન મારીને રહેવું રે,
નાહિં કોઈને કાંઇજ કહેવું રે;
મોટું મ્હેણું જગતનું સહેવું. અરે દુખ. ૫
(હેલી) છલવા ગને છેલાણી રે,

બહુ આવે બકતા કુવાણી રે;
ધન નીમણિયાનુંજ જાણી. અરે દુખ. ૬
(હેલી) ધીર ધરી રહું ધર્મે રે;
તોય લોક લાવે વ્હેમ ભર્મે રે;
મારે મહેણાં મોઢે પણ મર્મે. અરે દુખ. ૭
(હેલી) હળવું લોહી તે મારૂં રે,
મારૂં કોઇ ન બોલે સારૂં રે;
મારૂં બધુંજ ગનાય નઠારૂં. અરે દુખ. ૮
(હેલી) સર્વ સહેવાનો આ વારો રે,
પડે કોને ભરોંસો ન મારો રે;
હું તો કહેવાણી સાપનો ભારો. અરે દુખ. ૯
(હેલી) મા પણ રહે ચોંકી ચોંકી રે,
રાખે ઘરમાં મને રોજ રોકી રે;
કરે ચોર હોણી તેમ ચોકી. અરે દુખ. ૧૦
(હેલી) ડીંડું હું સહુને નમતી રે,
તોય હું ન કોઇને ગમતી રે;
સદા સૌના જોસાં હું તો ખમતી, અરે દુખ. ૧૧
(હેલી) સાસરે તો સુખ શાનું રે,
મને દેખી બધાને બળવાનું રે;
પડયું ક્યાંથી કજોડાથી પાનું ! અરે દુખ. ૧૨
(હેલી) સાસુ નણંદનું શું કેહેવું રે ?
સાપ ગનું મુખ સુખ લેવું રે;
મુંગે મોઢે કરે તે સહેવું. અરે દુખ. ૧૩
(હેલી) ભવમાં ભવાઈ મારી રે,
કરે આંગળીયો નર નારી રે;
વાત મારી બધાનેજ પ્યારી. અરે દુખ. ૧૪
(હેલી) વાટે જતી મને ભાળી રે,
હસે લોક લઈ લઇ તાળી રે;
"પેલી પેલી કજોડાં વાળી". અરે દુખ. ૧૫
(હેલી) શુંશું કહુંને શું છોડું રે,

મોટું ભારત કેવડું જોડુંરે,
ભુંડું ભુંડુંજ નવલ કજોડું. અરે દુખ. ૧૬

## બાળ લગ્ને બાઇલા કર્યા.

"ઉઠિ પ્રભાત સમરિયેજી શ્રી ગણેશ દેવા" એ રાગ.

ઇંગ્રેજો રાજ કરે, દેશિ રહે દબાઇ!
એમાં શી નવાઇ? જોને બેનાં શરીર ભાઇ! ૧ ઇંગ્રેજો
પેલો પાંચ હાથ પુરો, પુરો પાંચસેંને;
પડે એવો દૃષ્ટ પુષ્ટ નજર ન્યાળિ લેને. ૨ ઇં.
રગે રગે રાતું લોહિ, ધુમિ રહ્યુંજ રેજે;
મોટાં મોટાં કામ કરે, એતો સહજ મોજે. ૩ ઇં.
ચાલ એની ઉછળતી, જો, શા કરે ધમકારા;
થર થર થર એ, ધ્રુજાવે છેજ સકળ ધારા? ૪ ઇં.
આંખ તો ફાટેલિને, મિજાજ કડક દાહાડી;
સંધે હોયનો છેડિ જોજો, વાંક કાંક કાહાડી? ૫ ઇં.
સ્વરાજથી કંઇ થાતું હશે, તોય કહું હું સાચું;
મગજ તો મિજાજિ, એતું એનાં કંઇ ન કાચું. ૬ ઇં.
એતો છે અલમસ્તને, મદમસ્ત સમસ્ત અંગે;
પાહાડને પણ પાટુ મારે, જબરદસ્ત જંગે? ૭ ઇં.
હાડકાં એનાં બહુ, લાંબાં પોહોળાં દીસે;
રીસે જો ભરાયો, તોતો વાઘ એથી બ્હીસે? ૮ ઇં.
બે હાથે પણ એનો પંજો, તમથિ નહિં ઝલાય;
બાળ લગ્ને બાળિ મૂક્યા, તેથિતેનો શું થાય ૯ ઇં.
વિર્ય બાળ્યું બાળ્યું બગજ, બાળિ દેહ બાધી;
વળ્યુ અફીણે અફિણિ જેવા, હાલ લીધા સાધી. ૧૦ ઇં.
મુખ થકી ન માખિ ઉડે, દૂબળા દેદારો;
જુદ્ધનું તો નામ સુણી, છુટેછે કંપારો. ૧૧ ઇં.
ચાલ્યા હાલ્યાનાજ બહુ, દીલથી કંટાળો;
કીર્ત્તીનો તો કોડ મૂળે, કાસળ જાણિ ટાળ્યો. ૧૨ ઇં.
પરાધિન પણાનો કાળો, ચાંદલો કપાળે;
છે હજાર વર્ષ થયા, ચોટયો તે કુણ ટાળે. ૧૩ ઇં.

ચેતો ચેતો દેશિ મારા, દુઃખનું મૂળ વાહાડો;
બાળ લગ્ન બંધ કરો, મચાવો અખાડો. ૧૪ ઇ.
કેળવી તન મંન બંનો, બાવન વીર વીરા;
શુરાનીજ શૃષ્ટિ છે ઓ, સુણો સજન ધીરા. ૧૫ ઇ.
શૌર્ય તો બ્રહ્મચર્ય વણુ ન, વિશ્વમાં કંઇ જાણ્યું;
ઈશ્વેજે પાળ્યું તો ફળ, જો તેણેજ માણ્યું. ૧૬ ઇ.
આર્યનો સંસ્કાર સારો, છોડિ તમે દીધો;
ત્યાં થકીજ સેહેજે શુદ્ર ભાવ માગિ લીધો. ૧૭ ઈ.
બાળ લગ્ન રીતિ છે, વિપરીત જુઓ વિચારી;
લગનિ તો લાગ્યા વિના શાં, લગ્ન ઓ નર નારી? ૧૮ ઈ.
લગનિ તો લાગેરે જ્યારે, જાગે જોબન અંગે;
જોબન અંગે જાગે, ત્યારે લગ્ન કરોને રંગે. ૧૯ ઈ.
શાણા શાણા સેન સમજો? પુછે નવલરામ;
રામા રસીલાનું શું છે. બાળકને કહો કામ? ૨૦ ઈ.

## નાનાવરની વિટંબણા. ગરબી

"મારગડો મેલો રે મોહનલાલજી"

મા મારી, જો જે રે વર મોટોજ તું!
મોટા વરની માનિતિ આણે મહા મોજ જો;
વર ન્હાને, ન્હાનમ નાના પ્રકારની,
ન્હાના વરની નારિ રોતિ રહે રોજ જો. મા મારી. ૧
વાર મ્હોટે, મોટમ પદ પામે ત્રિયા,
છોટિ છતાં બધે મોટી મોટિ મનાય જો;
ઘરમાં તો, ઘરની ધણિયાણીજ છે,
મ્હોને પૂછી હાથે લઇને ખાય જો. મા મારી. ૨
મઝિયારો. રે ઘરમાં હોએ કદા,
તોપણ તેનો કોઇ ન તોડે ભાર જો;
સાસૂ તો, સમજીને રહે શાનમાં,
નણદી નિત નમતી આવે નવ વાર જો. મા મારી. ૩
નામ નહીં, લઈ શકે લવ લેશ કો,
નારનિ બહાર લેનાર સમર્થ જ્યાં શીશ જો;

ધણિ ટૂટે, કદિ તેથી તેઓ કરે.
ઝટ જૂદો પડી સુખણિ કરે જગદીશ જો. મા મારી. ૪
બલિહારી? બલિહારિજ પિયુ પુખ્તની?
લાડ લડાવે કલ્લોલ સદાય જો;
"લે પ્યારી, પાનનિ બિડિ આ પ્રેમની"
એટલુજ પણ ન્હાના વરથી નવ થાય જો. મા મારી. ૫
છોકરડો. સું સમજે રસ રંગમાં?
સમજે તોપણ શો એનો અધિકાર જો?
બોલ્યાનો પણ હક નહિં નિજ નારથી;
નજર ભરી નિર્ખાય એ નહિં નિર્ધાર જો. મા મારી. ૬
ખાવું, કે, પીવું ન ભેગાં બેસિને,
રાત્રે પણ શું? ચોરતણો અવતાર જો?
પ્રીતિની, એકે રીતિ ન રાખવી,
બળો બળો પશુ સરખો એ સંસાર જો! મા મારી. ૭
જ્યારે રે, જોબન બ્હાર ઝગી રહ્યો,
જ્યારે રમ્યા જમ્યા પ્હેર્યા ઓઢ્યાના વખ્ત જો;
ત્યારે તો, તરૂણી તરણાં તોલ છે,
પેટને સાટે કરાવ્ત મજૂરી સખ્ત જો! મા મારી. ૮
સૌ ધંધો, કરવો ધાઇ ધાઈને,
જે મૂકે તે જમવું મૂગે મૂખજો;
જે કહે તે, સાંભળિ શીસ નમાવવું,
સાસુ નણંદનિ ગાળનું ધરવું ન દૂખ જો. મા મારી. ૯
સારીરે, સાસુ તથાપિજ સાસુડી,
નણદીનું તો છેરે નાણુદજ નામજો;
સખ્તજરે! સખ્તજ રહેવી સાસરી!
જોગિ જતિનિ નહિં ચાલે જરા જ્યાં હામ જો. મા. ૧૦
એ દુખ તો, સહેરે એક જ હિંદુની,
નિંદા કરેછો નગુણા નર નાદાન જો!
હા કદિ કો, નદી તળાવે જઇ પડે,
કો વિખ ખાય, કો નિકળી જાય અજાણ જો. મા. ૧૧

પણ એવી, એક હશેજ હજારમાં,
બીજી બધિ તો બાંધી મુખ દુખ સેહજો,
ઓ દિદુ, લોક તમારી નારાઓ,
ખરે ભલી બહુ રાંકડિ ગાયજ છો જો. ગા મારી. ૧૨
કદિ વિફરે, કેનો વાંક ? વિચાર જો ?
શિદ કહો છો કે "શું કરિયે નાચાર જો ?"
"સાસરે તો. હોયને હેરાનજ દુઃખડાં,"
એમ તમે ગા બોલશો બોલ લગાર જો. ગા મારી. ૧૩
ભૂંડીરે, ભૂંડિજ રઢી છે બહૂ,
વર પરતંત્ર તણી પીડા એ સર્વ જો;
બાળકને. પાળક કાં કર્યો પુત્રિનો ?
ક્યાં ગઈ અક્કલ, ડહાપણ, ટેક, ને ગર્વ જો ? મા. ૧૪
દોષ ન દો, દિકરિ બિચારિના દૈવને,
તજી તમે શિદ શાણી શાસ્ત્રનિ રીત જો ?
દશ વરશે, મોટો જોજો, પછી,
સાસરૂં તો સુખ સ્થાન નવલ થશે નિત્ય જો. મા. ૧૫

---

## કેશવલાલ હરિરામ.

### મોરબી શેહેરના રેહેવાશી.

કવિ કેશવલાલનો જન્મ સંવત ૧૯૦૮ના માર્ગશીર્ષ વદી ૧ના રોજ થયો એટલે તેની ઉંમર હાલ ૩૬ વર્ષની છે તેમણે મોરબીના શીઘ્ર કવિ શંકરલાલ માહેશ્વર પાસે અભ્યાસ કરેલોછે ને રોજગાર અર્થે મુંબાઇમાં રહે છે. ત્યાં રહી "આર્ય ધર્મ પ્રકાશ" તથા "શ્રી યોગ વાશીષ્ઠ રામાયણ ભાષાંત્તર" નામના માસીક ચોપાનીયાંઓ કાહાડેછે તે પેહેલાં સાવિત્રી ચરીત્ર છાયા નાટકનું ગુજરાતી ભાષાંત્તર વીગેરે ઘણું પુસ્તકો અને માસીક ચોપાનીયાંઓ પ્રગટ કરેલાં છે. તેમની કવિતા નિતિ અને વૈરાગ્યના

વિષય ઉપર ઘણું કરીને છે તેમની કવિતા સરલ શુદ્ધ ગુજરાતી હોઈને ઝડ ઝમક તથા પ્રાસાનુપ્રાસ વીગેરેમાં ચડતા દરજાની થાય છે અને ગુજરાતી ભાષાની ઉન્નતિ ઇચ્છનારા લોકો તેમની કવિતા હોંશભર વાંચેછે. તેમની કવિતા કેવી રૂચિકર છે તે વાંચવાથી સેહેજ ધ્યાનમાં આવશે. અમને મળેલી કવિતામાંથી થોડા નમુના નીચે ઉતારી લેવામાં આવ્યા છે. તેમની કવિતાનો મોટો જથો અમે ઘણી ખુશી સાથ દાખલ કરત પણ જગાની તંગાશને લીધે તેમ બન્યું નથી તેથી દીલગીર છૈએ.

## ઉપજાતિ છંદ.

અમુલ્ય આ દેહ સદા ગણાય,
ક્ષણેકમાં તે પણ નાશ થાય;
બેઠા વૃથા કેમ સુખે ઠરીને,
ભજો તમે ભાવ ધરી હરીને. ૧
આપે કદી કોઇ ગરાસ ગામ,
મળે કદી ઉત્તમ કોઈ ધામ;
આવે ન આ જન્મ ફરી ફરીને,
ભજો તમે ભાવ ધરી હરીને. ૨
આવે ન પાછું વય જે ગયું તે,
હશે હવે ઠીકજ જે થયું તે;
ચાલો સદા દુર્ગુણથી ડરીને,
અને ભજો ભાવ ધરી હરીને. ૩
આવે ન પાછી પળ જે ગઈ તે,
લાખો પ્રયત્ને પણ કોઈ રીતે;
કાર્યો કરે ઉત્તમ આદરીને,
માટે ભજો ભાઈ હવે હરીને. ૪
દીધા પ્રભુએ દિન સર્વ રૂડા,
હવે ન પેરાય કદાપી ચૂડા;
રેવા રૂડે ઠામ સદા ઠરીને,
ભાવે ભજો ભાઈ હવે હરીને. ૫

સંસારમાં સાર કશો ન લેખો;
પ્રપંચ આ દુઃખદ સર્વ દેખો;
શમાદિથી વશ્ય કરી અરીને*,
ભાવે ભજો ભાઇ હવે હરિને. ૬
આશા ન તૃષ્ણા કરવી લગાર,
એ દુઃખ આપે મનને અપાર;
વિવેકને બુદ્ધિ વિષે ધરીને;
ભાવે ભજો ભાઇ હવે હરીને. ૭
સદા સદાચાર વિષે રહીને,
દુષ્કર્મને દૂર થકી દહીને;
વિચારની વાત નવી સરીને,
ભાવે ભજો ભાઇ સદા હરીને. ૮

## હોરી.

ચાલો ચાલ ચતુર નર સારી;
વેગે વિષયની વાત વિસારી; ચાલો—ટેક.
આજ અમૂલ્ય મળ્યો છે અવસર, ભૂલ કરો કેમ ભારી?
હીરો ચડયો હાથ આજ તમારે, હરિ હરિ જાઓ ન હારી;
કરી કર જ્ઞાન કટારીઃ—ચાલો.
શોધો સુગમ પંથ પ્રેમ ધરીને, વિનય વિવેક વધારી;
શમદમ શુભટ સહાય લહીને, ભાવે ભજો ત્રિપુરારી;
અનુમતિ એમ અમારી;—ચાલો.
એક અખંડ અરૂપ અજન્મા, એ ઈશ મનમાં ઉતારી;
સંસાર સાગર તરવા ત્વરાથી, વિવિધ પ્રકારે વિચારી;
વિષય વાસનાને વિદારી;—ચાલો.
પશુ પણ ખાય પિયે સુખ માણે, એ માંહિ શું મોથ મારી?
આ લોકને પરલોક સુધારો, એમાંજ શોભા તમારી;
કેશવ પ્રભુ લેશે ઉગારી;—ચાલો.

---

* કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર.

## મનને બોધ.

### "વાલાજીના મહીનાનો ઢાળ"

આપું આ ઉપદેશ શ્રવણુ કર કાનરે, મન મારાં.
તેનું થાવામાં ધરજે તારૂં ધ્યાન, મૂરખ મન મારાં.
કેમ કરે તું ક્લેશ સદાય વિશેષરે, મન મારાં.
એથી ટળશે નહિં સંકટ કદિયે લેશ, મૂરખ મન મારાં.
સરસ ઉપાય બતાવું તુજને એકરે, મન મારાં.
શું અણુસમજુ આડું આવે છે છેક, મૂરખ મન મારાં.
તું તારૂં છે બંધનને કરનારરે, મન મારાં.
ત્યમ તું તારૂં બંધન છે છોડવનાર, મૂરખ મન મારાં.
બીજાને શું દે છે ઠાલા દોષરે, મન મારાં.
રાખીને રાત દિવસ અંતરમાં રોષ, મૂરખ મન મારાં.
આંખ ઉઘાડી જોતો ખરૂં લગારરે, મન મારાં.
છે તારામાં દુર્ગુણને દોષ અપાર, મૂરખ મન મારાં.
કામ ક્રોધ મદ મોહ લોભને મત્સરરે, મન મારાં.
તું તે તારા શત્રુને સત્વર વશ કર, મૂરખ મન મારાં.
એ છે ઉત્તમ માર્ગે જવાના વેરીરે, મન મારાં.
તેણે તુંને લીધું છે ચોગમ ઘેરી, મૂરખ મન મારા.
સમજ સદા છે અંહકાર પણુ એવોરે, મન મારાં.
તે માટે દૂર તજી તેને તો દેવો, મૂરખ મન મારાં.
ક્ષણુભંગુર આ દેહ ન જાતાં વારરે, મન મારાં.
ઓચીંતો આવી પડશે કાળ કરાળ, મૂરખ મન મારાં.
શ્રી હરિ હર ભજવામાં કાંરે હીનરે, મન મારાં.
કેને એવાં શાં છે તુજ કર્મ કઠીન, મૂરખ મન મારાં.
પ્રતિ દિન દીનપણું શું રાખી દાજેરે, મન મારાં.
આ અવળે પંથ જતાં તું કેમ ન લાજે, મૂરખ મન મારાં.
કર સદ્દગુણિની સાથ સદા સત્સંગરે, મન મારાં.
આણી અંતરમાં અદકો આજ ઉમંગ, મૂરખ મન મારાં.
મર હરતું દુનિયાંના સર્વ પ્રપંચરે, મન મારાં.

સત્વર કર તું સુખકારક સઘળા સંચ, મૂરખ મન મારાં.
ફોગટ શીદ કરે છે ફૂલી ફૂંદરે, મન મારાં;
એમાં નહિ લેશ મળે તુંને આનંદ, મૂરખ મન મારાં.
કરને તું કલ્યાણ કરે તે કામરે, મન મારાં.
કરને તું કર્મ કરે કરજે નિષ્કામ, મૂરખ મન મારાં.
હિંસા સ્તેય અન્યથા કામ ન કરતુંરે. મન મારાં.
નીતિનો મારગ નિત્ય લહી સંચર તું, મૂરખ મન મારાં.
સંતોષ તણાં અમૃતથીરે શાંતરે, મન મારાં.
મેલીદે કર્મ તણાં ક્રોડો કલ્પાંત, મૂરખ મન મારાં.
ચંચળતાથી સર્વે સદ્‌ગુણ લેવારે, મન મારાં;
શુભ શાસ્ત્ર શ્રવણનો હમેશ કરવો હેવા, મૂરખ મન મારાં.
પરધન આદિકમાં નહિં કરવી પ્રીતિરે, મન મારાં.
એ ઉત્તમમાં ઉત્તમ સુખકારક રીતિ, મૂરખ મન મારાં.
સ્થિર થઈ તું રેને તારે ઠામરે, મન મારાં.
લેને જઈ બ્રહ્માનંદ વિષે વિશ્રામ, મૂરખ મન મારાં.
માયાની જબરી છે જાળ જરૂરરે, મન મારાં;
બંધાય નહીં એના બંધનમાં શૂર, મૂરખ મન મારાં.

## જો પાપણી પનારે પડી હોયતો?

### ઇંદ્રવજ્રા અને ઉપજાતિ છંદ.

વાલાં વડીલો પણ વેરિ થાય, સંબંધિ સંબંધજ બંધ થાય;
કંકાસના તોય સદા સનારે, જો પાપણી હોય પડી પનારે. ૧
પીટ્યા મુવા કેમ હજુ મુવો ને, ફાટી પડ્યા કેમ મળ્યો કુવોને;
આવા રૂડા શબ્દ સુણો સવારે, જો પાપણી હોય પડી પનારે. ૨
બેસો જરા પ્રાણ પતિ નિરાંતે, થાક્યા હશો આપ બહુ ફર્યાંતે;
સોણેય શું સાંભળવું તમારે, જો પાપણી હોય પડી પનારે. ૩
થાકે નહીં ક્લેશ કરે તથાપિ, કાંતો ભરે રિસથી કૂપ-વાપી;
આડી થઇ અંતરને વિદારે, જો પાપણી હોય પડી પનારે. ૪
સંસાર નિઃસાર સદૈવ લાગે, વૈરાગ્યના અંકુર રોજ જાગે;
વિચાર એ કાયમ્ કોઇ નારે, જો પાપણી હોય પડી પનારે. ૫

અરે હરી જીવન જાય મારો, શો એવડો વાંક થયો અમારો;
એવું સદા અંતરમાં વિચારે, જો પાપણી હોય પડી પનારે. ૬
આંટા દઇ હોય રહેલ થાકી, રહે કદી કામ કહેલ બાકી;
બેસાય પૂરૂં પણ થાય જ્યારે, જો પાપણી હોય પડી પનારે. ૭
નોખું થવા રોજ વિચાર ચાલે, થયા વિના આખર તો ન ચાલે;
સ્નેહી ભલે બાંધવ હો વધારે, જો પાપણી હોય પડી પનારે. ૮
થાકે બિચારો બનિ લોથ જેવો, આવે ધણી બારથિ ઘેર જેવો;
કંકાસ આડે ન પુછે કરારે, જો પાપણી હોય પડી પનારે. ૯
ઢોળાઇ ફોડાઇ ઘણુંય જાય, ઉચાટ એ અંતરમાં ન થાય;
પોતે પનોતાં થઈને પધારે, જો પાપણી હોય પડી પનારે. ૧૦
પીયેરનો વાંક જરાક કાઢે, હાંસિમાં કોકજ કાંક દાઢે;
તો ભાગતાં ભોં પણ થાય ભારે, જો પાપણી હોય પડી પનારે. ૧૧

## શાર્દૂલવિક્રીડિત.

ખોયું બાળપણું પરાધિન પણે ખાતાં પિતાં ખેલતાં,
ગુંથાયા દિન રાત યૌવન વિષે ગોરિ તણા ગેલમાં;
ભારે ભોગ વિલાસની મન વિષે વાતો વિશેષે ગમે,
આ સંસાર અસારમાં અવતરી શો સાર લીધો તમે ? ૧
મારાં પુત્ર કલત્ર મિત્ર મણિયો માની સુખે માણતાં,
જુઠો વૈભવ જે જડે નજરમાં તેને ખરો જાણતાં;
રાગ દ્વેશ કલત્ર પુત્ર કરતાં તૃષ્ણા ન લેશે સમે,
આ સંસાર અસારમાં અવતરી શો સાર લીધો તમે ? ૨
માયાથી મમતા વડે તરૂણિના રાચ્યા રતી રંગમાં,
વિદ્યા શકિત વિચાર આમ વિસર્યા શ્યામા તણા સંગમાં;
આંધાપે અભિમાનને નજરતો લેશે ન નીચી નમે,
આ સંસાર અસારમાં અવતરી શો સાર લીધો તમે ? ૩
આધિ વ્યાધિ વિષે તવાય તન તો માતા પિતા સાંભરે,
આવે અંગ વિષે ઉપાધિ અદકી તો નીર આંખે ખરે;
સ્વાર્થે સર્વ અનર્થ રોજ કરવાની વાત ચિત્તે રમે,
આ સંસાર અસારમાં અવતરી શો સાર લીધો તમે ? ૪
કામ ક્રોધ વડે કટાય સઘળાનાં કાળજાં શું કહું ?

લોભે લાલચ લાગતાં ધન થવાને બાથ ભીડો બહુ;
મોહે ને મદ મત્સરે મન તમારાં ધૂળ ઢાલી ધમે,
આ સંસાર અસારમાં અવતરી શો સાર લીધો તમે ? ૫
શાસ્ત્રોના ઉપદેશ લેશ શ્રવણે સાચા નથી સાંભળ્યા,
ભૂત પ્રાણી તણું ભમાઈ ભવમાં ભૂંડું કર્યામાં ભળ્યા;
આપ્તોનાં ચરણે ન મસ્તક તમારૂં નેહે લાવી નમે,
આ સંસાર અસારમાં અવતરી શો સાર લીધો તમે ? ૬
ક્યાં છે ઈશ્વર કોણ હું કુળ કયું ક્યાં છે જવું આખરે,
સંભારાય ન સ્વપ્નમાં પણ અને સૂતાં સુખી સાથરે;
આવે અંતક તેડવા તરત તો શું થાય તેવે સમે,
આ સંસાર અસારમાં અવતરી શો સાર લીધો તમે ? ૭
સાચો પ્રેમ નહીં સદાચરણમાં ત્યાં ધર્મનું શું કહું ?
અંતે અંતરમાં વિચાર કરતાં સંતાપ પામો સહુ;
વૃદ્ધત્વે ન કરાય કામ કરથી આ દેહ દુઃખે દમે,
આ સંસાર અસારમાં અવતરી શો સાર લીધો તમે ?

## "આંખ વિંચાયા પછી કાંય નથી"

### વસંતતિલકા વૃત.

મોટા મહેલ બહુ બાગ અને બગીચા,
ઉંચા ઉસેય વળિ પાથરવા ગલીચા;
શોભા વિશેષ સુખ સ્વર્ગ સમાન થાય,
વીંચાય આંખ પછિ શું કરશે સહાય ?
હૈયે કરે હરખ હોજ અને ફુવારા,
વાજાં વિચિત્ર વળિ નોબત ને નગારાં;
ચોંપે ઢળે ચમર છત્ર શિરે ધરાય,
વીંચાય આંખ પછિ શું કરશે સહાય ?
સિંહાસનો સુખડનાં કદિ કોચ સારા,
માંડ્યાં કબાટ બહુ ટેબલ કે પટારા;
પેટે ધરી કર પલંગ વિષે પડાય,
વીંચાય આંખ પછિ શું કરશે સહાય ?

હાથી હજાર હય હોય અનેક ઘેર,
આપે અસંખ્ય મણિ મોતિ અને ઝવેર;
આશા વિશેષ વધતી વધતાં વધાય,
વીંચાય આંખ પછિ શું કરશે સહાય ?
હું છું સુખી નૃપતિ રાજ્ય ચલાવનાર,
મારાં અનેક સુખનો ન પમાય પાર;
એવું અનેક સમયે અભિમાન થાય,
વીંચાય આંખ પછિ શું કરશે સહાય ?
મારી પ્રિયા પરમ પુત્ર પવિત્ર મારા,
આતો બધાંય ધન ધામ ધરા અમારાં;
એવા વિચાર કરતાં દિન રાત જાય,
વીંચાય આંખ પછિ શું કરશે સહાય ?
જોવા ગમે સરસ નિત્ય નવા તમાસા,
ભૂલી જવાય નહિં ભોગ વિલાસ ખાસા;
રામા તણા સુભગ સંગ વિષે રમાય,
વીંચાય આંખ પછિ શું કરશે સહાય ?
ફૂલેલ તેલ જળ શીતળ હોય નાવા,
ઘી દૂધ સાકર અને શુભ અન્ન ખાવા;
સારૂં શરીર ધન યૌવન સાચવાય,
વીંચાય આંખ પછિ શું કરશે સહાય ?
આજ્ઞા અનેક જન આદરથી ઉપાડે,
પુત્ર પ્રિયા પરમ માન વડે રમાડે;
આચાર્યનું પદ કદી પ્રણયે પમાય,
વીંચાય આંખ પછિ શું કરશે સહાય ?
સાથે સહોદર વસે વિનયે વિવેકે,
સંસારનું સુખ ન પાછળ હોય એકે;
સંપે સગાઇ બહુ સુંદર સાચવાય,
વીંચાય આંખ પછિ શું કરશે સહાય ?
સાથે જમાય શુભ ભોજન ભાવ લાવી,
જોતી બધી જણસ હર્ષ વડે મગાવી;

ચોપે ધરી ચરણ ચાંખડિએ ચલાય,
વીંચાય આંખ પછિ શું કરશે સહાય?
આ છે શરીર કહું કાચ તણી કટોરી,
આયુષ્યકાળ પણ જાય સદાય ચોરી;
સામાન્ય અંત સમયે સહુ રંક રાય,
વીંચાય આંખ પછિ શું કરશે સહાય?
પુત્રો કલત્ર ધન ધામ ધરા હવેલી,
જાવું જરૂર જગ યૌવન જોર મેલી;
વિશ્વાસ કેમ ક્ષણભંગુરનો રખાય,
વીંચાય આંખ પછિ શું કરશે સહાય?
ઝાલો સદા ચરણમાં પ્રિય મિત્ર મારા,
પૂરા થશે શુભ મનોરથ તો તમારા;
આ દેહ તો સફળ જો પ્રભુને ભજાય,
વીંચાય આંખ પછિ શું કરશે સહાય?
તારો તરી અવરને ભવસિંધુ ભારે,
થાશે પ્રસન્ન અખિલેશ્વર એ સુધારે;
વીતી ગયો સમય તે ન ફરી પમાય,
વીંચાય આંખ પછિ શું કરશે સહાય?
મેલો મગત્ત અભિમાન સમગ્ર ખોટું,
શ્રી કેશવ પ્રભુ થકી નહિં કોય મોટું;
સારૂં સમગ્ર જનને સુખ જો અપાય,
વીંચાય આંખ પછિ શું કરશે સહાય?

## "એ સંપ શા કામનો?"

### શાર્દૂલવિક્રીડિત.

આંખે આંસુ પડે નડે હરઘડી ચિંતા કરાવે ઘણી,
શ્વાસે હોઠ સુકાય હાય ન મળે વિશ્રામ લેશે ઘડી;
વારંવાર ઘડાય ધર્મ વિસરી વાંધો ધણી ધામનો,
આપે તાપ અમાપ અંતર વિષે એ સંપ શા કામનો? ૧
વિદ્યાભ્યાસ ન થાય જાય નજરે આયુષ્ય એળે બધું,

સુજે અંતરમાં ન ઉદ્યમ કશો કંકાશ વાધે વધું;
ભોળાં બંધન રૂપ કૂપ સરખો જે કાળજે કાગનો,
આપે તાપ અમાપ અંતર વિષે એ સંપ શા કામનો? ૨
શાણા શાલક સાસરાં સગપણે પ્યારાં બને પ્રીતિથી,
માતા તાત ભણેલ ભાઈ ભગિની ભાડે ભલી રીતિથી;
મિથ્યા મોહ વડે અનાદર કરા-વે સ્વાર્થથી આગનો,
આપે તાપ અગાપ અંતર વિષે એ સંપ શા કામનો? ૩
આધિ વ્યાધિ વધારનાર ધનને દે ધુળ ધાણી કરી,
પિંડે પ્રેમ અપૂર્વ હોય પણ તે લે હાય વોયે હરી;
સૂકાવે સબળું શરીર સહુનું પોતે રહી નાગનો,
આપે તાપ અમાપ અંતર વિષે એ સંપ શા કાગનો? ૪
સંસારે સ્વપરત્વ ભેદ ન ટળે એછે આચંબો અરે,
એવાં કારણથી કુસંપ સહુની સાથે કરાવ્યા કરે;
દેનારો હૃદયે સદૈવ સહુને જે દુઃખના ડાગનો,
આપે તાપ અગાપ અંતર વિષે એ સંપ શા કામનો ? ૫
પોતાનું જન જે મનાય મનથી તેમાં કરાવે ગતિ,
માતા તાત અને સહોદર વિષે વિક્ષેપ આપે અતિ;
વાતે વેર કરાવિ અંતર વિષે ગોળો બને ગામનો,
આપે તાપ અમાપ અંતર વિષે એ સંપ શા કામનો ? ૬
રાખે શેતલ ધૈર્ય ખોતલ અને જંજાળનો જોતલ,
જેનું છેવટ છે વિચાર કરતાં સંતાપ રૂપી ફલ;
લુંટી લે જબરો બની જગતનો જે સ્વાદ આરામનો,
આપે તાપ અમાપ અંતર વિષે એ સંપ શા કાગનો ? ૭

## પાપનાં ફળો.

### હરિગીત છંદ.

પશુ પક્ષિના અવતાર આવે એ વિષે પીડા અતિ,
પ્રતિ દિવસ પણ પરવશપણાથી પીંડની માઠી ગતિ;
ન કરી શકાય જરાય પણ કલ્યાણકારક કામને,
સમજી જજે મન ! પાપનાં ફળ રૂપ એ પરિણામને. ૧

બહુ જાતિ હોય જનાવરોની જંતુઓ ઝીણા બહુ,
ગણતાં ગણાય ન મુખ વડે સંખ્યા વધારે શું કહું;
વિણ મોતથી મરતાં ન પામે લેશ પણ વિશ્રામને,
સમજી જજે મન! પાપનાં ફળ રૂપ એ પરિણામને. ૨
નિર્બળ બિચારાં પ્રાણિયોના પ્રાણ બળવાળાં હરે,
તે પાપ રૂપ કુકર્મ કરતાં પેટ પોતાનાં ભરે;
જાણે નહીં જડ દેહમાં અંતર રહેલા રામને,
સમજી જજે મન! પાપનાં ફળ રૂપ એ પરિણામને. ૩
ભરવા પડે બહુ ભાર કે બહુ માર પણ પીઠે પડે,
નહિં પેટ પૂરાં ખાણ કે ખડ કડબ ખાવાને જડે;
માનવ શરીર મળ્યા વિના ન રટાય રઘુપતિ રામને,
સમજી જજે મન! પાપનાં ફળ રૂપ એ પરિણામને. ૪
માનવ થતાં પણ સર્વ સુખ આ જન્મમાં સરખું નથી,
લેવો પડે છે જન્મ તેમજ મરણ પણ મટતું નથી;
લાવી શકાય ન લેશ પણ સંભારવામાં શ્યામને,
સમજી જજે મન! પાપનાં ફળ રૂપ એ પરિણામને. ૫
વળિ ગર્ભવાસે વેદના અગણિત સહન કરવી પડે;
જન્મ્યા પછી બાળક અને પરવશ પણે પીડા પડે,
ભૂખે રડાતું હોય તો સહુએ મળી દે ડામને,
સમજી જજે મન! પાપનાં ફળ રૂપ એ પરિણામને. ૬
મા બાપ પામે મરણ કાં પોષણ પરાયા હાથમાં,
સુખ લેશ પણ ન મળે કદી સંસારના આ સાથમાં;
રોગે શરીર રિબાય કાંતો જાય ચરણે રામને,
સમજી જજે મન! પાપના ફળ રૂપ એ પરિણામને. ૭
આયુષ્ય લાંબું હોય તો નબળી દશામાં ગાળવું,
સારૂં નઠારૂં જે મળે તેથી વળી મન વાળવું;
અંગે અપંગપણા વડે ન પમાય વળી આરામને,
સમજી જજે મન! પાપનાં ફળ રૂપ એ પરિણામને. ૮
વિદ્યા ભણ્યાનું ફળ નહીં ધનના વડા વાંધા પડે,
ધન હોય તો વિદ્યા વિવેક વધારતાં વિઘ્નો નડે;

જશ જગતમાં જામે નહીં ન તજાય પરધન ધાગને,
સમજી જજે મન! પાપના ફળ રૂપ એ પરિણામને. ૯
આયુષ્ય રોતાં જાય ફોકટ થાય આ વારો વળી,
તેમાં ત્રિવિધિના તાપથી તન મન સદૈવ રહે બળી;
દેખી નયનથી દીનને ન અપાય દમડી દાગને,
સમજી જજે મન! પાપનાં ફળ રૂપ એ પરિણામને. ૧૦
માતા પિતા પુત્રો અને પત્ની કુસંપ કર્યા કરે,
મન તોય પણ સંસારના સંબંધમાં લપટયા કરે;
કજિયા અને કંકાસથી કરવું ગમે નહિં કાગને,
સમજી જજે મન! પાપનાં ફળ રૂપ એ પરીણામને, ૧૧
ભારે ભર્યાં ભંડાર તે ભડકી જતાં ભાવે નહીં,
ઇશ્વર તણું શુભ ભજન કરવું હૃદયમાં આવે નહીં;
સમજ્યા છતાં ન રટાય પણ રઘુવંશ દીપક રામને,
સમજી જજે મન! પાપનાં ફળ રૂપ એ પરિણામને. ૧૨
આશા અને તૃષ્ણા તપાવે તે થકી અંતર બળે,
સંસારને સંબંધના ક્લેશે કરી ન પડે કળે;
મદ મોહ મત્સર લોભને ન તજાય કુત્સિત કામને;
સમજી જજે મન! પાપનાં ફળ રૂપ એ પરિણામને. ૧૩
ક્રોધે અને વળિ કૂડ કપટે કામ ગાઢાં થાય છે,
લલચાવનારા વિષયમાં ઈન્દ્રિય તણાતી જાયછે;
ગુંથાય ગૃહની જાળમાં ચુંથાય કેવળ આમને,
સમજી જજે મન! પાપનાં ફળ રૂપ એ પરિણામને. ૧૪
પરવશ પરાણે પેટ ભરવું સુખ ન લેશે સાંપડે,
માથે રજોગુણ ને તમોગુણનાં નગારાં ગડગડે;
નહિં ધર્મ કર્મે પ્રીતિ થાય પમાય જનના ધામને,
સમજી જજે મન! પાપના ફળ રૂપ એ પરિણામને. ૧૫
ભૂલાય સઘળું ભાન, ચિંતા થાય ચિત્તે ચૂકમાં,
આશા ન પૂરી થાય જીવન જાય તુટી ટૂંકમાં;
આધિ ઉપાધિ વ્યાધિથી ન રટાય નટવર નામને,
સમજી જજે મન! પાપનાં ફળ રૂપ એ પરિણામને.

## ભગવાનને ભજવા વિષે પદ.

ભાવે ભજો ભગવાનને, ભાઈ ભૂલો ન ભાનજી;
મમતા વડે શું મચી રહો, અંતે સઘળું સમાનજી;—ભાવે. ૧.
કોનાં ધરા ધન ધામ આ, મેલી જાવું ગશાણજી;
પુત્ર કલત્ર કુટુંબિયો, સાચી સમજો શરાણજી; ભાવે. ૨
ભોગ વિલાસ ભલા નથી, બાંધે બંધન માંહિજી;
વિષ સરખા વિષયો વિષે, કેમ અથડાય આંહિજી; ભાવે. ૩
સંસાર સ્વપ્ન સમાનછે, સુખ મૃગજળ જેમજી;
આધિ ઉપાધિ ને વ્યાધિથી, તાપ ઉપજેછે તેમજી; ભાવે. ૪
સગપણ સ્વાર્થ થકી ગયું, કહો કેટલા કાળજી;
જીવતાં સુધી સગાં બધાં, વૃદ્ધ તરૂણને બાળજી; ભાવે. ૫
તન તરવા મળ્યું તુજને, તર ભવજળ ભાઇજી;
અંતે રહે અળગાં બધાં, બેન બાંધવ બાઇજી; ભાવે. ૬
તન મન વશ કર કોડથી, વૃથા જીવિત જાયજી;
લાઈ લાગે કૂપ ખોદતાં, શાણા શું ફળ થાયજી; ભાવે. ૭
અનુભવ હોયછે એમને, જેને પેટમાં પીડજી;
કેશવ પ્રભુ ભજવા વિષે, ભાગે ભવની ભીડજી; ભાવે. ૮

## સઘળું તજી જવા વિષે.

### (નાથ કૈસેં ગજકો બંધ છોડાયો, એ ઢાળમાં)

તજી ધન ધામ ધરા ધન જાવું, નથી સમજવિના સુખ થાવું; તજી.
પુર પેહેલાં નહિં પાળ કરેતો, પાછળ છે પસ્તાવું;
જન્મ મરણની બેડિ જડાતાં, લેશ ન કેમ લજાવું. તજી.
આ ઇંદ્રજાળ અલૌકીક માયા, ભોળપણે ન ભમાવું;
મૃગજળ જેવાં સુખ મેળવવા, ભાઠ વિષે ન ભરાવું; તજી.
અંતરનું અભિમાન રહે નહિં, કેમ ગમત્વે મરાવું;
આખર કામ નહિં કાંઈ આવે, સમજ સખા સમજાવું; તજી.
હારે જો હરિ ભજન વિના તું, ઉત્તમ નર તન આવું;
કેશવ કોટિ ઉપાય કરે પણ, કઠણ પછી છે કમાવું; તજી.

## દુઃખિ જનની સચીંતપણાથી પ્રાર્થના.

### શિખરિણી છંદ.

દશા મારી મારી, હરિ હરિ હવે કેમ કરવું ?
રિબાઇ રીબાઈ, વગર મરણે રોજ મરવું.
સગાં સંબંધી તે નથિ સુખ શું કાંઈ કરતાં,
હવે હું તો હાર્યો નર હરિ ભવાંબોધિ[1] તરતાં. ૧
ખરે ખાવું પીવું પ્રતિ દિન નથી નાથ ગમતું,
વિલાસે વિશ્વાસે નર હરિ નથી ચિત્ત રમતું;
ધારા ધામે કામે ધન જન વિષે ધ્યાન ન રહે,
સદાના સંતાપો પળ પળ વિષે સ્વાંતન સહે; ૨
પડે પીડા પુરી પરવશ પણે પિંડ પડતાં,
ઉપાધિ વ્યાધિથી દિવસ રજની જાય રડતાં;
અરે અંતર્યામી પ્રણુત જનનું દુઃખ હરજો,
માહા માયામાંથી કર પકડિને પાર કરજો. ૩
ઉદાસી રાખો જો, પ્રણુત જન બંધુ પ્રભુ તમે,
કહો ત્યારે કોને કુટિલ [2]જનનું મસ્તક નમે;
તમે મારા ત્રાતા ત્રિભુવન વિધાતા વગર તો,
દયા સિંધો હુંયું દિન દિન રહી દીન ડરતો. ૪
અરે લેજો તારી, નટવર મને આ ભય થકી,
નથી મારૂં કોઇ તમ વગર હે કેશવ નકી;
સુવારી દે સ્વામી, સુખ સરસ આપી પ્રણયથી,
ઉગારી લે આજે, ભવજલધિના હાય ભયથી. ૫

## ઇશ્વર સ્તુતિ.

### વસંતતિલકા.

જે નિર્વિકાર સુખ સાગર પૂર્ણ કામ,
જેને વિષે જગતને જુગતે વિરામ;
જેના ગુણો ગુણિજને ન ગણ્યા ગણાય,
એ દીનનાથ સહુને કરજો સહાય. ૧

---

૧ સંસાર રૂપી સમુદ્ર. ૨ કપટી જેવો હું તેનું.

જેનાં જણાય જનમાં બહુ નામ રૂપ,
અંતે અહર્નિશ અનાગ અને અરૂપ;
વાણી અને મનવડે ન કદી પમાય,
એ દીનનાથ સહુને કરજો સહાય. ૨
જેને સદૈવ સુખ કારણે સિદ્ધ ગોતે,
પૂરા પ્રસિદ્ધ ન કળાય પવિત્ર પોતે;
માયા તણું પ્રબળ જે પ્રભુથી જણાય,
એ દીનનાથ સહુને કરજો સહાય. ૩
જે દેશ કાળ સહુ વસ્તુ વિભેદ હીન,
કોડે કરે જગતમાં રચના નવીન;
જે કોયના ડરવડે ન જરા દબાય,
એ દીનનાથ સહુને કરજો સહાય. ૪
જેને ન હાથ પગ કે મુખ અંગ કોય,
જેને ન ઈન્દ્રિય તણો સમુદાય સોય;
સાક્ષી સ્થિતિ ત્રય વિષે રહીને મનાય,
એ દીનનાથ સહુને કરજો સહાય. ૫
પાણી પહાડ તરૂ આદિક ઉપજાવે,
જાતે સમાન રસથી રહિને નભાવે;
પોતે પિયે ન જળ કે શુભ અન્ન ખાય,
એ દીનનાથ કરજો સહુને સહાય. ૬
જે સૂત્રધાર સચરાચરના અનાદિ,
જેને ન અંત નહિં કોય કળાય આદિ;
જેનો ન પાર પરમાર્થ વિના પમાય,
એ દીનનાથ સહુને કરજો સહાય. ૭
ઉત્પત્તિ જે જગતની જબરી કરે છે,
પ્રેમે પછી પ્રણય પાલન આદરે છે;
સંહારનું પરમ કારણ જે જણાય,
એ દીનનાથ સહુને કરજો સહાય. ૮
ખાસા કરે અખિલમાં બહુ ખેલ ખાંતે,
લેખી શકાય નહિં તે પણ કોઈ વાતે;

જેને પદે પરમ પુણ્ય વડે પમાય,
એ દીનનાથ સહુને કરજો સહાય. ૯
જેના સમાન ન દયાળુ લખાય કોય,
જેના પ્રસાદ થકી હોય ન હાયવોય;
પાસે છતાં પણ ન પાણિ વાડે અડાય,
એ દીનનાથ સહુને કરજો સહાય. ૧૦
વ્યાપી રહ્યા નભ સમાન સદૈવનાથ,
જેના વિના અખિલને ગણવું અનાથ;
જેના વિના પ્રણત પાલક કોણ થાય?
એ દીનનાથ સહુને કરજો સહાય. ૧૧
દુ:ખે સુખે સુજન જે પ્રભુને જપે છે,
જેના પ્રતાપ થકિ સૂર્ય સદા તપે છે;
જેના પ્રતાપ થકિ અગ્નિ પ્રદીપ્ત થાય;
એ દીનનાથ સહુને કરજો સહાય. ૧૨
જે વિશ્વમાં જડ હુતાશનને તપાવે,
આકાશથી સુખદ જે વરસાદ લાવે;
જે ઈશના નિયમને વશ વાયુ વાય,
એ દીનનાથ સહુને કરજો સહાય. ૧૩
જેના પ્રકાશ થકિ શીતળ ચંદ્ર શોભે,
બીજી અસંખ્ય શુભ વસ્તુથિ ચિત્ત લોભે;
સીમા સમુદ્ર જળથી ન કદી તજાય,
એ દીનનાથ સહુને કરજો સહાય. ૧૪
જે શુદ્ધ બુદ્ધિ નિજ ઈંદ્રિયને ચલાવે,
જે જીવને ભવ વિષે ભ્રમથી ભમાવે;
જેના વડે મન તણા સહુ ભાવ થાય,
એ દીનનાથ સહુને કરજો સહાય. ૧૫
જે દૈવરૂપ થઇને બહુ દંડ દેછે,
જેના વિષે જગત સર્વ સમાઈ રહેછે;
જે પુણ્યના બહુલ પુંજ વડે પમાય,
એ દીનનાથ સહુને કરજો સહાય. ૧૬

ચૈતન્ય રૂપ રહિ જે હૃદયે વસે છે,
જેને જરૂર અજરામર વેદ કેછે;
જેને અખંડ સુખ સાગર શાસ્ત્ર ગાય,
એ દીનનાથ સહુને કરજો સહાય. ૧૭
જે નાથ છે પ્રણુત પાલક દેવ દેવ,
જેની જણાય સુખ રૂપ સમગ્ર ટેવ;
આનંદ કંદ નિગમાગમમાં ગવાય,
એ દીનનાથ સહુને કરજો સહાય. ૧૮
સાચા સગા પ્રથમ જે બળ બુદ્ધિ આપે,
સંતાપ સર્વ જનના મનના ઉથાપે;
જેને સમાન સઘળા જન રંક રાય,
એ દીનનાથ સહુને કરજો સહાય. ૧૯
છેટે નથી નિજ સમીપ સદૈવ વાસ,
જેને વિષે જબર કાળ તણો સમાસ;
તેનું ભલું ભજન નિષ્ફળ તો ન થાય,
એ દીનનાથ સહુને કરજો સહાય. ૨૦
જે કેશવ પ્રભુ ખરેખર ઓળખાતાં,
જાતાં રહે મરણ જન્મ જરૂર થાતાં;
સંસારનું જબર બંધન દૂર થાય,
એ દીનનાથ સહુને કરજો સહાય. ૨૧



## નથુરામ સુંદરજી શુકલ.

કવિ નથુરામનો જન્મ સંવત ૧૯૧૮ના ફાગણ વદ ૫ ગુરૂવારે થયો. તેઓ જ્ઞાતિ ઔદીચ બ્રાહ્મણ ઝાલાવાડી સંબો. તેના પીતાનું નામ સુંદરજી અને માતાનું નામ આનંદીબાઈ છે તે હાલ વાંકાનેરમાં રહી કવિતા કરવાનો ધંધો કરે છે. આ કવિ વ્રજ ભાષા અને ગુજરાતી ભાષા એ બંને ભાષામાં કવિતા કરે છે તેની કવિતા ઝડઝમક વાળી હોઇને વાંચનારને રસ ઉત્પન્ન કરે તેવી થાય છે તેમના તરફથી આપેલી કવિતામાંથી બંને ભાષાની કવિતાઓના નમુના નીચે ટાંકવામાં આવ્યા છે.

स्तुति.

છપ્પય છંદ.

अंबकतीनबिशालमेरह्योहिमांकर
देवधुनीसिरबहेग्रीवबीषमहाभयंकर
मुंडमालगलधरीचीताभस्मीतनयेंकर
वामअंगनगसुताबाहुलपटेसुबिषद्धर
वाघंबरगजचर्मतनत्रीशुललाकडमरुधरे
नथुरामघोरधुनीभेरकेगनसबहरहरहरकरे

"शीवशाक्तिकोपरसपरबर्नन"

छपयछंद.

इतेहीमांकरभालउतेअछतशुभचर्चीत
इतेसुअंबकरक्तउतेबींदीअरुनरचीत
इतेहलाहभकंठउतेमृगमद्दसशोभीत
इतेजटामधगिंगउतेमुगतागनलोभीत
वाघंबरगजचर्मइतउतनीलांबरतनधरे
यहछवीसोंनथुरामनीतशांबशीवामोमनठरे.

इतेसुपन्नगपानउतेभुषननगधरीय
इतेसुभस्मीअंगउतेचंदनतनभरीय
इतेसुवाहनबेलउतेस्वारीहरीकरीय
इतेजटाशीरबद्धउतेछुटीबारछहरीय
इतेसुगांजाभंगहेउतआसवप्यालेधरे
यहछबीसोंनथुरामनीतशांवशीवामोमनठरे

दोहा.

यहअसारसंसारमेंचारीबस्तुहेसार

काशीवासअरुगंगजलसतसंगतशीवप्यास

सवैया.

काशीनीवासजबेकरीहोंसुधलागहीगंगसनानमें
सोंनथुरामलंगोटलगायकेलोटहुंगंगकीछारनमें
गंगतरंगनकेकनसेतनभींजहींअर्धउपासनमें
शीवहेशीवहेशीवहेशीवहेभनीदीनबीतीतकरुंकबमें ॥ १ ॥
अंबरछारदीगंबरवेसबपासनतारउपासनमें
सोंनथुरामसुखासनछोरजबेंसुखमानुंधरासनमें
खासनिबासबनेबदरीढीगएकलडोधुनआननमें
शीवहेशीवहेशीवहेशीवहेभनीदीनबीतीतकरुंकबमें ॥ २ ॥
अहीमेमुकतानकेहारनमेंअरीमेंअरुप्रानसनेहीनमें ॥
सोंनथुराममतीयातनमेंत्रनमेंमनीछारपीजाननमें ॥
बासपवीत्रअरंन्यहुमेंवसद्रष्टीसमानवनेसबमें ॥
शीवहेशीवहेशीवहेशीवहेभनीदीनबीतीतकरुंकबमें ॥ ३ ॥
मननींत्रतीतीर्थमहानहुमेंनीजबोधकीसुकासीवासबसों ॥
उपशांतीसदामणीकर्णीकघाटकीवाटनयेंजबधायधसों ॥
शुधज्ञानकेगंगप्रवाहनमेंनथुरामसनानकरुंजबमें ॥
शीवहेशीवहेशीवहेशीवहेभनीदीनबीतीतकरुंकबमें ॥ ४ ॥
शीतरुमंदसुगंधीसमीररहेपरसेतनकोंमुदआकर ॥
संखकेशब्दअतीगहरेछाहरेगीरीकंदरतेरहेधाकर ॥
सांनथुरामसुध्याननकीधुंनआयकेछांयरहेसृतीउपर ॥
हेशीवहेशीवहेशीवहेशीवयोभनीदीनबीतीतकरुंकबमेंवर ॥५॥
धायधसोंनगकीपगमेंसुसरीनकेतीरतमालनकेतर ॥
स्वच्छशीलापरबेठअहोनीशध्यानधरुंमृगशालनकुंधर ॥

सोंनथुरामसुकुम्भकपुरकरेचककीगतीकोनीतआदर ॥
हेशीवहेशीवहेशीवहेशीवयोंभनीदीनबीतीतकरुंकबमेंवर ॥६॥
कुंडलीनीकुंजगावुंजबेंपरीपुरनभस्त्रीककुंभककुंकर ॥
पर्नपीलावुंपीयुषजिन्हेंब्रह्मरंध्रनभेजअनंदउरेधर ॥
सोंनथुराममीलोंखटदेवनपंथसुशुमणकोशुभपाकर ॥
हेशीवहेशीवहेशीवहेशीवयोंभनीदिनबीतितकरुंकबमेंवर ॥७॥
धारुंसीधासनस्वच्छबनीसबद्रष्टिवीकारनदोषदुरेधर ॥
रुंधनप्रानहुंकोकरुंपूर्नअयाननकीगतीकोंसुफीराकर ॥
भेदुंजबेखटचक्रनकोंनथुरामसुतेजमेंतेजमीलाकर ॥
हेशीवहेशीवहेशीवहेशीवयोंभनीदीनबीतीतकरुंकबमेंबर ॥८॥

"शृंगाररसकावितसमरुपकालंकार"

धामकोंनिवारहेघनोहेंघनसारभाल
बानीसेवतीकोजलसींचेगेसुरदनी ॥
कहेनथुरामकुचतुंबरीलगाकेतन
हरेंगेहजारदखहुकोसुखहदनी ॥
आहाऊंहुंआहाआहगजबगुहीकागांठ
सीसीनकीसीसीखूलेंगेनईनमदनी
सोनाभरीअंककनीरसंकपरीअंकपर
जेहेतोबुखारबेदहेमयंकबदनी. १

"वर्षारुतुवर्णनस्वकीयाप्रौढाप्रोसीतपतिकानायका

कवित.

उमडीघुमडीघहरायोघनगाजगाज
मारुतझकोरेतरुतोरेसिखीसधेसुर
झनकपपीहभेकझीछिगलिगैलगैल

इतउतधुरवाधसानेसरसरीपुर
जरतसदायलायछायचपलालखाय
सरमघवाकोआलीआननउतारेनुर
भवननभायमुखहायनथुरामहोत
इधरनआयपीयबरषाछइजरुर ॥ २ ॥

---

छायछायबादरसुरंगवारेआयआय
धायधायआवतधुधारेकारेधुरवा
झाछिझनकारेवीकरारेचहुंओरहोत
ठोरठोरबोलतडरावनेददुरवा
कहेनथुरामभुमधुमसीदीखातआली
अजहुनआयेनंदलालजुनिठुरवा
पुरवानिहारलायलागीपंचसरवाकी
मुरवाकेसुरवातेंफाटजातउरवा ॥ ३ ॥

---

हरीहरीभुमजलओघतेंआरद्रभइ
सरसरीतामेंडुबीपांतजलजातकी
कहेनथुरामगुनीलारनमलारलागे
सोगुनीसभारदेवियोगहुकीबातकी
कोयलकीकुकसुनहुकउठीहीयरामे
प्राननकोप्यासोघहरायोघनघातकी
बीनवनमालीआलीजारेपेंलगानेलोन
चातकीरनलाग्योपीयपीयपातकी ॥ ४ ॥

---

अंबरतेअवनीतेंसरतेसरीतहुते
गिरीतेंगुहानतेंधुकारजलधातहैं
कहेनथुरामइंद्रवधुकीअपारपोती
जगनुंकीजोतमयजगदरसातहैं
छहरछहरयेछटानछीतीछातवह
कहरनीहारहायहियहहरातहे.
बीनघनशामघनशामसोडसेहैंआली
आयआयबादमोंकादरबनातहैं ॥ ५ ॥

बरजोनमानीगेहमारोयहबरुतकोऊ
लहलहेपातपायलतीकालरजीले
कहेनथुराममदमस्तवेपपीहापापी
तीछनसुनायबेनतुंहीबीतरजीले
यहदीनचारीकीचटकहेतीहारीयार
घहरघहरघनघातकीगरजिले
हमघनश्यामबीनबीकलभईहोंहाय
तुहींघनश्यामपायचपलाचरजीले ॥ ६ ॥

चमकखद्योतगनचीनगीउठावेचित.
दादरडरावनेंडरातकलकीयकीय.
कहेनथुरामबदरंगवारेबादरम
बेधनबीयोगीकोंरहेहेसरलीयलीय
कोयलीकीकुकसुनसुकगयोलोहुमास
देखतबीहारीकोबपुमेंरहेजीयजीय

अबनहींहेरहेपपीहापापीबेरबेर
पीयपीयसुनकेमरुंगीविषपीयपीय ॥ ७ ॥

"મિત્ર વીરહમાંથી." "કરૂણારસ"

શરદ રૂતુ વર્ણન વસ્તુત્પેક્ષાલંકાર.

મનહરછંદ.

સર સરીતા એ જળ, સલીલ શ્રવ્યા કરેછે,
જાણેને હાથથી નીરધાર ચાલી જાયછે;
શીતળ સમીર જે સુગંધીનું આવાગમન,
દીરઘ નીસાસા નાખી દુખી જાણે થાયછે;
હંસી હંસ યુથના હુલાસ યુક્ત શબ્દ હોય,
જાણે મીત્ર નામ લઇ રોતી રોતી ધાયછે;
નથુરામ સરદ રૂતુ એ છે સ્નેહવાળી,
વાલાના વિયોગથી વીયોગીણી જણાયછે. ૧

"સમરૂપકાલંકાર"

કાળી પીળી ઘટા રૂપી વસન કીધાં કાં દુર,
ઝોલી ઝમકારા વાળાં ઝાંઝર કાં તોડીયાં;
ઇંદ્રના ધનુષ રૂપી કાન્ચી કેમ કાઢી નાંખી,
બક પંગતીઓ મોતી હાર કાં વછોડીયા;
ગાજ વીજ રૂપી કયાં છે તે જનેમાધૈર્યતાઈ,
ભેક ધ્વની ચુડી ખણુકાર કેમ છોડીયા;
કહે નથુરામ મસાણી શરદ પુંછું તુને,
વાલાના વીયોગે વઈભવ કાં વખોડીઆ. ૨

"હીમંત શશીર કાવ્ય લીંગાલંકાર"

સુર શ્રવે સીત સીત કરનો પ્રકાશ સીત,
સીતળ સમીર દશ દીશમાં પળાયછે;
માધવી લતાઓ શીતતાથી સંકોચાઈ જાય,

મધુર મધુ ગયાથી મધુ ચુપ થાયછે;
મીન અકળાય મુરછાય માનવીનાં મનો,
ગહન ગુહાઓ પ્રતી પશુ પક્ષી થાયછે;
નથુરામ મુજને કરે ન તે કદાપી ક્લેશ,
મીત્રનો વીયોગ એ અનળ ઉર માયછે. ૩

---

### "ફુલોત્પેક્ષાલંકાર" ગમ્યોત્પદા.

દીવશ દીરઘ મટચો, સુર તેજ ક્ષીણ કર્યું,
ઝીલ્લિ ભેકપપીહ સીખીએ સુર છોડીયા;
કમળ સમુહ કુમળાયાં સરી કાય ક્ષીણ,
માધવી લતાએ મકરંદ પાત્ર ફોડીયાં;
મધુ રહ્યા મુન્ય મીન મન મુરછાયા બહુ,
પશુ પક્ષીઓએ શબ્દ ગાનતાન તોડીયા;
નથુરામ વાલાને વિયોગે એ સહુ છે દુખ,
પણ જામીનીયેતો જરૂર ઘોડા જોડીયા. ૪

---

### "સુધપિન્હવાલંકાર" વસંત રૂતુ વર્ણન.

વસંત રૂતુ નથી આવી યોગી ભક્ષ કરતુ,
સુગંધી સમીર નથી સર છુટયાં જાય છે;
પાલાસે કેસુ નથી આ પાવક પ્રસરેલો છે,
વીયોગીના પુરના પ્રજાળતો જણાય છે,
વીહંગના નાદ નથી સાદ દે સગગ્ર અરી;
વસંત ન ગાય આતો દુખી દુખ ગાય છે,
પતંગનો રંગ નથી તન પતનનો રંગ,
બારણે હોળી નથી હોળી તો હૈયામાંય છે. ૫
લવંગ લતા રૂપી છોડી દીધો છે શીર કેશ,
સ્યામકુંજ કળી લોહ દંત પંગતી બણી;
કુસુમ કેશર મુખ જ્વાળને અંગાર ઝરે,
પવન દુકુળને ઉડાડતી અતી ઘણી;
કેસુ માંસ મધુ રૂદ્ર ભુ ખપર માંહી ભરી,

ચાલી અલી પોક ધ્વની ઘોર મુખથી ભણી;
નથુરામ વાલાને વીયોગે આ વસંત રૂતુ,
પ્રાણુ હરવાને બણી આવે છે પીસાચણી ૬

"સુધાપન્હવાલંકાર."

માધવી લવંગ કુંદ બકુળ બદામ બદ,
લલીત લતા ન મણીધર કરમાંય છે;
કોકીલાની કુકનથી મોરલી બજાવે મુખ,
કુસુમ કેસર વીષ જ્વાળ તો જણાય છે;
કેસુના ભગુઓ વેષ ગધુ નથી રૂદ્રમાળ,
અબીલન ભસ્મ ડ૫ ખડા ધ્વની થાય છે;
નથુરામ ન ઉધાન કંડીયો લીધોછે કાંધે,
વસંત વાદણુ બણી વીદેશમાં જાય છે. ૭

" ગ્રીષ્મ વર્ણન " "કૈતવાપન્હવાલંકાર"

સીતળતા અહમીશે સંગ્રામનું હામ કર્યું,
કંજમીશ તુરઈ સમીર વીર ધાય છે;
જળ જંત્ર ઘાસ મીસે નીઅંગ કરે છે સજ,
તરૂ પત્ર મીશેદા રૂગોળી વપરાય છે.
જળ નળ મીશે લાગી તુફંગ કરી તૈયાર,
સળગતા શૈવ મીશે મહારથી ધાય છે;
નથુરામ ગ્રીશમને મીશેઆ અઘોર અરી,
મીત્ર વિયોગીને વેધવાને સજ થાય છે. ૮

" સમરૂપકાલંકાર "

પત્ર સઘનતા રૂપી શીરકેશ દુર કીધા,
લુક પંચ દવ ઉપવીત લતા બાળીયું.
નીલાં ઘાસ રૂપી રેશમી દુકુળ કીધાં રક્ત,
ધુમ્ર ભસ્મ લેપન વિલાશી મન વારીયું;
ચંદનના પાત્ર રૂપી કમંડળ લીધું કેર,

શાખા દંડ ગ્રહી મુખે ઓંકાર ઉચારીયું;
નથુરામ વાલાને વિયોગે બણી વિયોગીણી,
ગ્રીષ્મ રૂતુએ તો દંડી સ્વરૂપ ધારીયું. ૯

"વર્ષા વર્ણન" "વિશેશોકત્યાલંકાર"

અંબર થકી ગંભીર નીર ધોધવા ધસે છે,
વાદળીગો વારી ભરી ધમ ધમ ધાય છે;
ગીરીના ઝરા સહુને વોકળા તળેટી તણા,
ભરી નીર પુર ધાતા જોરથી જણાય છે;
સર સરીતાઓ જળ પામી છલી છકી ચાલી,
તેથી કુળ કમળ કુમોદ ડુબી જાય છે;
કહે નથુરાગ જળે જમીન જણાતી નથી,
વીયોગ અનળ તોય મારા ઉરગાંય છે; ૧૦

---

"પંચમ વીભાવનાલંકાર"

વન ઉપવનમાં વીટપનો વધારો થયો,
વક્ષ માંહી પત્ર સઘનતા નીત થાય છે;
વેલીઓ નવીન નીત્ય કાઢીને અંકુર નવાં,
ધરાથી વધીને વ્રક્ષ ડાળીએ વીટળાય છે;
સુગંધી સમીર નીર કણને શ્રવતો ધાય,
હરી આભે રંગ વસુધા બધી જણાય છે;
કહે નથુરામ અવીલોકતાં આનંદ વધે,
પણ તે મુને તો દુખદાયક દેખાય છે.

---

"સમરૂપકાલંકાર"

ઈંદ્રના ધનુપ રૂપી ક્રોધથી કુંડાળું કીધું.
ચપળા રૂપી કપાણ ખુલ્લી કરગાંય છે;
વાદળીના ઠાઠ રૂપી ખપર લીધું છે સ્યામ,
ભેક ધ્વની મંત્ર ઝીલી ફુંક દેતો જાયછે;
ધાયે ધુરવાઓ રૂપી પ્રૌઢ જ્યાં પીશાચ જક્ષ,
ખદ્યોત પ્રકાશ ભુત ભડકા ભળાયછે;

નથુરામ વરધા જાદુગરે રચી છે જાળ,
ગીત્ર વિયોગનું બળીદાન તો દેવાય છે.



## આચાર્ય વલ્લભજી હરિદત્ત.

ગોધા, ગામના રહેવાશી નાગર બ્રાહ્મણ હરિદત્ત મોહનજી સંવત ૧૮૮૪ની સાલમાં જૂનાગઢમાં આવી રહ્યા તેમનાથી વલ્લભજીનો જન્મ જુનાગઢ શેહેરમાં સંવત ૧૮૯૬ના જેષ્ટ વદી બારસના રોજ થયો. તેમણે નીચે પ્રમાણે પુસ્તક પ્રગટ કરેલાં છે.

નરભેરામના દુઆ, ૨ હાટકેશ્વર સ્તુત્યષ્ટક, ૩ ચંદ્રહાસના દુઆ, ૪ ગરબા માળા, ૫ પ્રબોધ ચંદ્રોદય નાટકનું ગદ્ય પદ્યાત્મક ભાષાંતર, ૬ વાક્ય શતક, ૭ હાટકેશ્વરોત્પત્તિ, ૮ ગુજરાતી સમશ્લોકી મહીમ્ન, ઉપમન્યુસ્તોત્ર અપરાધ ક્ષમાપન, અને માનસ પૂજા, ૯ હાટકેશ્વરની આરતી, ૧૦ ભૂતનાથની આરતી ( સં. ) ( ગુ. ), ૧૧ સાવીત્રી આખ્યાનનાં ઢાળીયાં, ૧૨ અક્કલ વેચનાર બ્રાહ્મણની વારતા, ૧૩ ગાયનરૂપ પદ્યમાળા સંસક્રત તથા ગુજરાતી, ૧૪ ચંડી આખ્યાન, ૧૫ આરતી માળા, ૧૬ અંત્યપ્રાસકોષ ( અપૂર્ણ ) ૧૭ દામોદરજી માહત્મ ( અપૂર્ણ ), ૧૮ રાસલીલાનાં ઢાળીયાં, ૧૯ દાત્ત માળા ( અપૂર્ણ ), ૨૦ અપભ્રંષ કોષ, ( મજમુ ) ૨૧ વેદ નિઘંટના શ્લોક ( સં. ), ૨૨ ગુજરાતી ધાતુકોષ, ૨૩ રૂગ્વેદ સંહિતા વર્ગાદી શ્લોક ( સં. ), ૨૪ શિલા લેખોના શ્લોકો, ૨૫ માહારૂપ પકૃતિ ( સં. ) ૨૬ વિવાહ પધતિ ( સં. ), ૨૭ હસ્તભાક ( સં. ), વીગેરે આ કવિએ સંસ્કૃત અભ્યાસ પ્રખ્યાત ગટુલાલજી ધનશ્યામજી પાસે અને શાસ્ત્રીજી કરૂણાશંકર ઇંદ્રજી પાસે કર્યો છે. સંસ્કૃતમાં વ્યાકરણ ( કૌમોદી ) કાવ્યઅલંકાર, પિંગળ, ધર્મ શાસ્ત્ર, નિતી શાસ્ત્ર વીગેરે શીખેલા છે ઉરદુમાં મંદ અભ્યાસ છે. પ્રાચીન લીપીમાં વલ્લભીની, અશોકની વીગેરે તથા ઈતીહાસ ખાતામાં કરનલ વાટસન સાહેબને

મદદ આપેલી છે. તેઓ સંવત ૧૯૧૮થી સુમારે કેળવણી ખાતામાં નોકર હતા અને ત્યાર પછી સંવત ૧૯૨૨થી જુનાગઢ સરકારીછાપખાનાના મેનેજરનું કામ કરે છે. આ કવિ તરફથી પોતાની વંશાવળી કાવ્યમાં લખાઇ આવેલી સદાગરી હેઠળ ઉતારી છે.

રાગ કલીંગડો, ગાલદીપચંદી ઢાળ-કરણઆખ્યાનનો.

**આભ્યંતર વડનગરા નાગર બ્રાહ્મણ** પ્રતિ ગ્રહશીલજી,
ઓડખ હાલ **આચાર્ય** કહાવે, પ્રાચીન કહું વણુ ઢીલજી. ૧
**કુંડ્યા** વંટક, **ગોપાલ સગોત્રી, નંદશર્મ, ત્રણ પર્વજી,**
નામ-**વસિષ્ટ, શકિત** ને **પરાશર** જાત વિદિત છે સર્વજી. ૨
**શાંખાયની શાખા,** ઋગ્વેદ ને **આંજણ બારૂ** ગણેશજી,
**યક્ષ**[૧], **રૂદ્ર**[૨], ને **વસુવ**[૩] એ ત્રણ્યે, એકજ નામ **રામેશજી.** ૩
**આદિત્ય, પુષ્પાદિત્ય** કહાવે, **વટ શિવ** ને **પદ્મ નાગજી,**
**કુળદેવી કનકાઇ** ઉનામાં પુરને પશ્ચિમ ભાગજી. ૪
**વામન** નામ ગણે મૂળ પૂરૂષા **કેશવ** તેનાં પુત્રજી,
તેને પુત્ર **પીતાંબર** નામે, ચલવ્યું જેણે ઘર સુત્રજી. ૫
ઉન્નત દુર્ગ પ્રસિદ્ધ છે **ઉના** જૂનાગઢનો મ્હાલજી,
છાપ પડી ત્યાં વાસ કર્યાથી, **ઉનાફરી** હજી હાલજી. ૬
**પ્રાગજી** ને **રૂગનાથજી** બે થ્યા પીતાંબરનો અંશજી,
**જાગેશ્વર વિશ્વનાથ** એ બે જણુ, પ્રાગજીનો થ્યો વંશજી. ૭
સંવત સતર ત્રેશઠથી, મળે જાગેશ્વરનું નામજી,
એંશી લગેનાં લખેલાં પુસ્તક, આજ લગી છે તમામજી. ૮
ત્રેસઠમાંજ અનુક્રમણી લખી, ઠરી જૂનાગઢ ઠામજી,
સીક્ષા લખી છે બોતેરમાં, ત્યારે વસતા ગોધા ગામજી. ૯
ત્રોતેરમાં ઋગ્વેદનું અષ્ટક, બીજું લખ્યું છે પૂરણજી,
વાસ લખ્યો ચઉન્નતપુરમાંને, આવેલ ગઢ જીરણજી. ૧૦
અઠોતેરમાં અષ્ટક પેહેલું, લખ્યું જુનાગઢ મ્હાંયજી,
એંશીમાં વસી ગોધા વિષે, લખ્યું પાંચમું અષ્ટક ત્યાંયજી. ૧૧

શ્રીકંઠ ને **નીલકંઠ** એ બે જણ, જાગેશ્વર સંતાનજી,
શ્રીકંઠને સુત **નારણજી** કરી અવતરીયા ગુણવાનજી. ૧૨
નારણજીને પાંચ તનય થયા **જેઠો** ને **રૂગનાથજી**,
**મોહનજી અમરજી** કેડે આત્મારામ છે સાથજી. ૧૩
નિશ્ચય વાસ મોહનજી કેરો, ગોધા મ્હાંય પ્રસિદ્ધજી,
મ્હોટું ઘર ને માન નાતમાં પુષ્કળ રિદ્ધ ને સિદ્ધજી. ૧૪
પુત્રી પાંચને ત્રણ તનય થ્યા, મોહનજીને ઘેરજી,
જેષ્ટ તનય **હરિદત્ત** ને મધ્યમ **જગજીવન** નહિં ફેરજી. ૧૫
**કરૂણાશંકર** પુત્ર લઘુ, જનનીતું પાંચી નામજી,
જેષ્ટ ને મધ્યમ ગોધા તજી, આવી વસિયા જુનાગઢ ગામજી. ૧૬
હરિદત્ત તો હરિદત્ત બરાબર, પૂરણ વિદ્યાવાનજી,
લાજ પ્રતિષ્ટા ઈજત આબરૂ, પામતા સઘળે માનજી. ૧૭
સંવત અષ્ટાદશ શત ઉપર, ચોરાશીને વર્ષજી,
ગોધા તજી જુનાગઢ આવી, વાસ કર્યો છે સહર્ષજી. ૧૮
સંપત સંતતિ સહુ રીત પામ્યા, કીધાં ગંગા સ્નાનજી,
શ્રદ્ધ સહિત સંન્યાસ ગ્રહ્યો, જ્યારે જોયું સમીપ અવસાનજી. ૧૯
સત ઓગણીસ અધિક તેતરી, પોષ માસ સિત બીજજી,
ધામધુમથી દેવ થઇને, પહોતા તે ધામ નિજજી. ૨૦
પુત્રી ત્રણ્યને પાંચ તનય અમે, હરિદત્તજીને ઘેરજી,
વિજયકુંવર છે જનની અમારાં, શંકરની છે મ્હેરજી. ૨૧
જેષ્ટ તનય હું નામ **વલ્લભજી** કવિજન કેરો દાસજી,
પૂર્ણ કૃપા અંબાજીની થાતાં, સ્તવન કર્યું પ્રકાશજી. ૨૨
ભ્રાત દયાળજી, નર્મદાશંકર, વિશ્વંભર વિખ્યાતજી,
કુકાં, કૃષ્ણાંકુંવર, અમૃત બ્હેનો પ્રાણજીવન લઘુ ભ્રાતજી. ૨૩
સંવત સત ઓગણીસની ઉપર, ઓગણચાલીસ અંકજી,
આસુમાસ અજવાળી નવમી, બૂધવાર નિઃશંકજી. ૨૪
ચંડીપાઠ ગુજરાતીમાં ગાયો, પૂર્ણ કવચ ઓગણીસજી,
શ્રોતા જન સહુ અંબિકા સમરો, બોલો શ્રી જગદીશજી. ૨૫

## જાર કર્મ ન કરવા વિષે.

**ઢાળ**—"સુણો સામળા હું તમ વિના ઘેલી થઇજો" નો.

તજો જાર કર્મ ધર્મ મર્મ જાણિને જો,
જજો વારતા સદાય સર્વ પ્રાણિને જો. તજો. ૧
જારથી ખુવાર થ્યાં ઘણાંક માનવી જો,
રાય રંક પુરૂષ, નાર, દેવ દાનવી જો. તજો. ૨
ગયા શીષ ખોઈ વીશ ભુજ આદિયો જો,
ઘણી દેખીએ પુરાણ વિષે યાદિયો જો. તજો. ૩
હશે લોક જે અથોક મોજ માણતા જો,
થશે જાર કર્મથીજ ભાર તાણતા જો. તજો. ૪
સર્વ વર્ણને સમાન શીખ તે તણી જો,
"જના સો ફના" જયવી દલીલ છે ઘણી જો. તજો. ૫
કર્યાં કર્મ જે અશુભ શુભ આ ભવે જો,
ફળો તેહનાં ભવેજ ભોગવે નવે જો. તજો. ૬
કશી વાત તે છુપી ન રે પ્રભુ કને જો,
જુએ નીત્ય પાપ પુણ્ય, ભૂલ ચૂકને જો. તજો. ૭
હશે નેહ તેહ કોકદીન ત્રૂટશે જો,
પાપનો ઘડો ભરાઈ જઈ ફૂટશે જો. તજો. ૮
ધર્મ, અર્થ, કામ, મોક્ષ, જાય જારથી જો.
દંડ થાય સરકાર દરબારથી જો. તજો. ૯
પડે માર પરલોક વિષે આકરા જો,
થાય આંહીં આબરૂ તણાજ કાંકરા. જો. તજો. ૧૦
ગયું દ્રવ્ય કો કદી મળે ઘણું કરી જો,
ગઇ આબરૂ ન પાછી આવશે ફરી જો. તજો. ૧૧
જાર કર્મ કર્યે હાણુ દેહ દામની જો,
ખોટ બેસશે પિતાજી તણા નામની જો. તજો. ૧૨
જાર કર્મ જેવો ખાર બિજો છે નહીં જો,
પ્યાર અતિશય પલવારમાં ત્રૂટે સહી જો. તજો. ૧૩
જેહ હાથ જે ગળામાં નિત્ય રાખતા જો,
જો શું તે કરે તે કંઠ કાપી નાંખતા જો. તજો. ૧૪
જાર કારજ કરનારને ધિઃકારજો જો,
તેની રૂબરૂ ફજેતી કરી વારજો જો. તજો. ૧૫

દઇ દૂષણોને ટેવ તે મુકાવજો જો.
વિવિધ ભાત નિયમ યાતના સુણાવજો જો. તજો. ૧૬
કરો કામ એવાં મનુજને સુધારવાં જો.
વચન **વલ્લભ** તણાં તે રદય ધારવાં જો. તજો. ૧૭

## ગરીબ વીધ્રવાનું દુખ.

### (પરોડીએ ઉઠી મ્હો ઢાંકી રૂવેછ)

રાગ બીભાસ ઢાલ (રાજને ભરોસે હુતો રેન સારી જાગી) નો.
વ્હાલાને વિયોગે મને, મ્હેર નવ આણી;
નિત નિત પ્રાતસમે, નેન ભરૂં પાણી. વ્હાલાને. ૧
અતિ મન મોજ ગણી, ચાલ્યા ભવસીંધુ ભણી;
મધ્ય આવી તેહ તણી, નાવ લીધું તાણી. વ્હા. ૨
કૂપમાં ઉતારી કરી, આવી બહુ ધીર ખરી;
નાવિ દિલ દયા જરી, દોર તે કપાણી. વ્હા. ૩
શીદ? ઇશ! નારી ઘડી, એવું શું રહ્યું તું અડી;
જે હું માનખામાં પડી, ફોગટ ગણાણી. વ્હા. ૪
વ્હાલોતો વિસારી ગયો, ફરી ન સંદેશો કહ્યો;
ઝેર તો જંબારો થયો, હાય હું રંડાણી; વ્હા. ૫
હવે મારૂં કોણ ધણી, પીડા કોને મુજતણી;
નથી મુક્યું બાલ જણી, કરત, કમાણી. વ્હા. ૬
સાસુ સસરોજી જશે, માત તાત નાશ થશે;
નણંદ ભોજાઈ હશે, કેશે કૂડી વાણી. વ્હા. ૭
જ્યાં ત્યાં ઓશિયાળી થઈ, રહેવું હવે મ્હારે જઇ;
રેઢિયારી કેશે કઈ, અતિ અકળાણી. હા. ૮
એક દુઃખ વ્હાલો ગયે, બીજું તો ટુંકારો સહયે;
દુઃખતામાં ડામ થયે, કેમરે હોમાણી. વ્હા. ૯
એક હજી દુઃખ રહ્યું, જે ન જાય મુખથી કયું;
કાગતું જો જોર થયું, રેશે રામ કાણી. વ્હા. ૧૦
હુંતો દ્રઢ રહીશ ખરી, નફ્ટો કુદ્રષ્ટી કરી,
જોશે મને આડા ફરી, નાથ હીન જાણી. વ્હા. ૧૧

સ્વચ્છ લુગડાંના જયથી, નારે તણી જાત ત્યજી;
ડાઘ વણુ કેમ જવી, મન હું મુંઝાણી. વ્હા. ૧૨
ફોકટ કલંકો ઘણાં, મૂકશે ન રૈશે મણા;
પૂરા ભોગ મુજ તણા, કોણુ ગણે શાણી. વ્હા. ૧૩
થાય છે ને થાશે દુઃખ, કેટલાં ગણું હું મુખ;
લેશ દેખવું ન સુખ, તાણવીજ ધાણી. વ્હાલા. ૧૪
કોણુ જાણે કોક તણી, પીડ જે પડે છે ઘણી;
દુઃખની તો ટોચ ચણી, મન ન સમાણી. વ્હાલા. ૧૫
જીવવું હવે તો ક્ષણું, ઝેર જેવું જાણું ઘણું;
સુતરનો ત્રાગ બણું, તોતો ત્રોડુ તાણી. વ્હાલા. ૧૬
કદી આપઘાત કરૂં, આત્મ હત્યા પાપ ખરૂં;
નાથ સહિત નવ તરૂં, થાય ધુડ ધાણી. વ્હાલા. ૧૭
દુઃખથી દુણાઇ મરૂં, જાણીં ક્યાં ને શુંરે કરૂં;
રોઇ રોઇ ઘર ભરૂં, વ્હાલાને વખાણી. વ્હાલા. ૧૮
તોય કોય દાદ નહીં, સાંભળે બિચારી કહી;
વીર વણુ દેખું મહી, ધીર ધરૂં જાણી. વ્હાલા. ૧૯
એક ઇશ આપ તણો, દીલમાં ભરોસો ઘણો;
દુનિયાંનું દુઃખ હણો, શિવ શૂલપાણી. વ્હાલા. ૨૦
દેશિયોને દીલ વસી, કારમા કમર કશી;
વલ્લભજી દુઃખ ઘસી, કાઢજો પીછાણી. વ્હાલા. ૨૧

## હોરી.

### રાગ જંગલો. તાલ દીપચંદી.

(ઢબ—સાંવરીયો મેરે આંગન ખેલે ફાગરે)

ભલા માનવિઓ, ફરી ફાગણુ આવ્યો આજરે. ભલા માનવીયો. ટેક.
કરોરી કલોલ લોલ મન ત્યાગી,
સરસ સજોજી સમાજરે. ભલા મા. ૧
સુજન મળી રંગ રાગ મચાવો,
બળતી બચાવો લાજરે. ભલા મા. ૨
એક ઘડી ગઇ ફરી નવ આવે,

કરી ન ગુમાવો આ કાજરે. ભલા મા. ૩
વલ્લભજી વલ્લભ થઇ સુજનને,
કુજનથી ન રહો નારાજ રે. ભલા મા. ૪

## પ્રભાત વર્ણન.

### રાગ વિભાસ. ત્રેતાલ.

ભલું હતું પ્રાત, પ્રભુ! ભલું હતું પ્રાત,
નયણે નિહાળી પ્રભુ થયા રળિયાત.

કાગ રહ્યા કાકા કરે, ગહન ગગન ફરે,
સગય મધુર સ્વરે, ગાય તમ ખ્યાત. ભલુ. ૧
ગગનની ગંભીરતા, ભગણુ વિનાની છટા,
આનંદની ચઢી ઘટા, જાણિયે અખાત. ભલુ. ૨
અકળિત કળાધર, આપનો પ્રતાપ પર,
દેખાય ગગન ભર, આનંદ અગાધ. ભલુ. ૩
સ્થિર મન સ્થિર જન, સ્થિર પ્રભુ ત્રિભુવન,
પ્રભાત નિહાળી મન, ખીલી રહ્યું તાત. ભલુ. ૪
આપના ભજન તણી, અનુપમ આજ ઘડી,
ધન્ય જેને હાથ પડી, દયાળો વિધાત. ભલુ. ૫
દુઃખ સહુ દૂર કરી, સુખ બહુ પરભરી,
વલ્લભજી ફરી ફરી, આપો આ પ્રભાત. ભલુ. ૬

## નારી ધર્મ.

### રાધોપદેશ.

ઢાળ—સજનીનો ("સાંભળ સજની વાત કહુંછું" એ ચાલનો)
એક સમે સખિ શ્યામ સુંદરશું, રમતાં રાધા રાણીજી,
પ્રીત પૂરણ પતિ પાસે પાંમી, પ્રેમની પેર પુછાણી સુણિયેં સજનીજી. ૧
કર જોડીને હસ્તે મુખડે, રાધાજી હરિ પાસેજી,
હળવે બોલી નિજ મન ખોલી, વિનયેં વચન પ્રકાશે. સુ. ૨
અમ અબળાને સમજ શાસ્ત્રની, સાવ રહેછ અજાણીજી,
તે સમજાવો સાહ્ય થઇને, કરૂણા અમપર આણી. સુ. ૩
ધન્ય સુંદરી સમજ તમારી, જોઇ અતિ હરખાણીજી,

પૂછો શી સંશયછે મનમાં, કેહેતાં હું નવ કાણી. સુ. ૪
સહુ અબળાએં નિજનિજ પતિને, કોણ સ્વરૂપે ગણવાજી,
આપ વચનને સત્ય કરી માનું, બ્હાર જવાય ન ભણવા. સુ. ૫
દુર્બળ વ્હરવો ને નિર્ધન કે, વૃદ્ધ પતિ પોતાનોજી,
તોપણ તેને તનમન સોંપી, વિષ્ણુ સ્વરૂપે માંનો. સુ. ૬
કહિ રીતે મન વચન માનવું, નિજનારે નિજપતિનુંજી,
કરો કૃપાકરિ કૃષ્ણજી કુળમાં, પળે પતિવ્રત સતીનું. સુ. ૭
કડવું કઠણ પણ ઔાસડ જયમ, હિતકારક પરમાણીજી,
સતીયેં પતિનું વચન પાળવું, વેદ વચન સમજાણી. સુ. ૮
કામનીયે નિજ સ્વામી તણી, શી રીતે સેવા કરવીજી,
આમ અબળાની જાત અજાણી, પ્રભુ અણસમજણ હરવી સુ. ૯
આગળ ઉઠી પાછળ સુવું, નિત રાજી ચિત રાખીજી,
કામ સરવ આજ્ઞા લઈ કરતાં, સેવો ઉમર આખી. સુ. ૧૦
કેમ વરતવાથી નિજકંથ, રહે નારીપર રાજીજી,
તે મુજને સંક્ષેપે કરિને કો, શ્રી શામળીયાજી. સુ. ૧૧
નિત્ય પ્રતે પતિનું પ્રિય કરવું, અપ્રિય નવ આચરવુંજી,
વ્હડે લડે મર માર પડે પણ, સામું વેણ ન ધરવું. સુ. ૧૨
અજાણતાં અપરાધ પતિનો, નાર થકી થઇ જાયેજી,
તો અબળાથી કેણી પર પ્રભુજી, નિર અપરાધિ થવાયે. સુ. ૧૩
કરકરિ ભેળા કરગરિ અતિ, પતિપાસેં માફી માગોજી,
ભૂલી કહીને ભૂલ્ય બતાવો, ફરિ તેમ કરવું ત્યાગો. સુ. ૧૪
ધન્ય પ્રભુ આમ અબળા ઉપર, આપતણી થઇ મ્હેરજી,
આજ થકી આ સહુ સહિયરમાં, દઈશ શિખામણ પેર. સુ. ૧૫
સુંદરી માંનો સત્ય કરી, આ શીખામણ મન ધારીજી,
વલ્લભ વિનતા નિત વરતે તો, થાય પતિને પ્યારી. સુ. ૧૬

## વશીકરણના મંત્રો.

### (એક માહાત્માએ કોઇ સ્રીને બતાવેલો તે)

કાળ ચોપાઈનો.

પ્રાણ પતિ છો પ્રાણાધાર, પરમેશ્વર છો નિરધાર,

પતિ દર્શન વણુ અતિ અકળાઉં, પતિ પ્રસાદે પાવન થાઉં. ૧
પતિનાં ચરણ પખાળી કરી, પિયું પિયુ પાદોદક કર ભરી,
પૂરણ ભક્તિ પતિની કરૂં, અવર ઇષ્ટ મનમાં નવ ધરૂં. ૨
પતિ મુજ દેહ તણા છો ધણી, હું દાસી છઉં પિયુ તમ તણી,
માત પિતાનો ત્યાગજ કરી, શરણ તમારૂં સાહ્યું વરી. ૩
એક આશરો છે તમ તણો, અપૂર્વ છે નાતો આપણો,
સેવા કરીને જો રીઝવું, તો પતિ લોકે નિશ્ચે જવું. ૪
પતિ સેવા ન કરે જે નાર, જાય જરૂર નરક મૂઝાર,
પતિ પંચક જે સ્ત્રી નિત ભણે, કલેશ ઘુસે નહીં ઘર તે તણે. ૫

## સંપ વિષે.

ઢાળ-દયારામ કૃત "ચાલ વ્હેલી અલબેલી પ્યારી રાધે" એ પદનો.

**(રાગ જંગલો તાલદાદરો.)**

ભવ આખો લાખોથી સંપરાખો,
ધરી વાખો વધુ સંપ સુધા ચાખો.
સહુ સાક પ્રીત હશે,
ગુણ વિપરીત જશે,
સુખ બહુ રીત થશે, સત્ય કરી દાખો દાખો. સંપરાખો. ટેક.
છેક તુચ્છથીયે સ્વચ્છ સંપ કીજે.
નીરમચ્છ ક્ષીરવચ્છ સમ વસીજે.
ફેંવાગચ્છ થઇ કચ્છ દ્રઢ કસીજે.
સંપ સાધુ *(૩)
સંપ સાધુ સુધા ન્હેર, કરે મ્હેર, નરે, ઝેર, ટળેકે'ર,
શ્હેર શ્હેર, લીલાલ્હેર, આઠે પેર, ઘેરઘેર,
પડે સાખો સાખો, સંપ રાખો. ધરીવાખો. સહુ સંગ.
ગુણ વિપરી. સુખ બહુ૦ સત્યક. સંપ. ૧
જુવો તૃણ તમામ પણ તમામ સંપે.
હાથી ક્ષણ વિશેજ વણ ગતિ થઈ ઝંપે.

* આ "ધૂ" નો ઉકાર વેદના ભગણની પેઠે એક તાલ સૂધી લાંબો તણાય છે.

કીડી ઘણુ નિહાળી ફૂણુ ધરે પણુ કંપે.

સંપી બેથી (૩)

સંપી બેથી રહે અટક વળે વટક, ચડે ચટક, એક ફટક મધ્ય કટક થાય પટકં, પળે સટકનરે, ખટક, રે' અમાખો અલાખો સંપરાખો. ધરી. સહુ. ગુણુ. સુખ. સત્ય. સંપ રાખો. ૨

થાય સંપવણુ ઉપાયજ નવ ધાર્યા.
સંપ સ્હાય થઇ રાયજ નવ ધાર્યા.

સંપ દીપક વધ રાગજ નવ ધાર્યા સંપ પાંખે (૩)

સંપ પાંખે અરિ નરેશ, મારે ઠેશ, લુટે દેશ, ન'રેલેશ, જાય એશ, થાય કલેશ, છવશેષ, લઈવેશ, ચોળે ખાખો ખાખો સંપ રાખો. ધરી. સહુ. ગુણુ. સુખ. સત્ય સંપ રાખો (૩)

સંપ મૂળ છે અમૂલ્ય સુખ તરનું.
છે ત્રિશૂળ તેનિજ મૂલક શતરનું.

દાક્ષ છે અતૂલ પણુ પ્રફુલિ તરનું. સંપ વોણુ (૩)

સંપ વોણુ, જાણુ જાણ્ય, ઘસે પાણુ, અ કલ્યાણુ, નીરવાણુ, ખુટે ખાણ્ય, વળે ધાણુ, ખુવે પ્રાણુ, એ એધાણુ, વલ્લભ વાણ્ય સુણી ભાંખો ભાંખો સંપ રાખો, ધરી. સહુ. ગુણુ. સુખ. સત્ય. રાખો. સંપરાખો. (૪)

## એક વ્યંજની દોહરો.

જળ ક્રિડા વર્ણન.

લાલો લીલી લીલ લે;
લૈ લે લીલા લાલ.
લોલો લાલા લીલ લો.
લેલૌ લૂલા લાલ.

## અર્થ.

કોઇ લાલો નાગનો છોકરો લીલી લીલ લેછે તે લીલ લીલા લાલ નાગનો બીજો છોકરો લૈલેછે ત્યારે કોઇ લૂલા છોકરાએ લાલાને અણોસરો જોઇ કહ્યું કે, લ્યો લ્યો લાલા આલાલ્ય (પોતાના કાનના ઘરેણામાંથી કાઢીને) લ્યો તેને લાલે જવાબ દીધો કે (ઠીક) લૂલા લાલ્ય લઊંછું.

## વિદ્યાભ્યાસ વિશે આર્યા.

લાજ જાણ્યેં કાં કરિયે.
તોપણ આળસ અપાર કાં કરિયે.
ન ભણ્યેં સમ કાં કરિયેં.
માટે શિશુને સહાય કાં કરીયે.

## દીવાન કેવા જોઇએ.

*હરિગીત છંદ.

દુષ્ટો દલે સુખ લે સુજન, લે કામ સુતર સુપાત્રથી,
ઉજ્વળ રહી ઉજ્વળ કરે, સ્નેહે ભયા શુભ ગાત્રથી
છે દાગ ઉપરવટ થયે, મૂકે ત્યજા દાઝે ખરા.
"દીવા" અને "દીવાનમાં" કહું સત્ય ફેર નથી જરા.

## સંસ્કૃત કવિતા.

( गायनरूपा )

दीनदुःखभंजन

( "होलोहोलीकहेछेरे" इतीगसा.

पाहीपरमेश्वररे, दीनबंधोदीनगणं ॥
दीनादुःखभाजोरे, कुरुदेवदुःखहरणं ॥
॥ ध्रुवपदं ॥
ममतुसंततमशनंमिष्टं, विविधंनृप्तिमितं ॥
दीनगणःखलुखंडशोलभतेचाटुशतैःपतितं,
दीनादुःखभाजोरेचिन्वंतिचकणंकणं ॥ पाहिपरमे ॥१॥
ममतुसंततंकंबलकंचुरुवालजतूलभृतं ॥
स्वच्छांस्वाच्छादनमीशदतं, स्वेच्छारूपकृतं ॥
दीनाउपयातारेशीतवाततोमरणं ॥ पाहिपरमे ॥२॥

*આ કવિતાના જુદા જુદા બે અર્થ છે તે જગાની તંગાસને લીધે શોધી કાઢવાનું વાંચનારને સોંપુંછું.

ममतुसंततमालयमिष्टं, स्वजनसमाजसुखं ॥
दीनगणस्त्वाकाशेशेते, कुंचितजानुमुखं ॥
विविधव्यथातोरेकुरुतेतवस्मरणं ॥ पाहिपरमे ॥३॥
सहेमहेश्वर! सिंहमहागज, गर्जितमेघरवं ॥
श्रुत्वार्तरवंदीनवदनतोदूरतोदुःखभवं ॥
वयमसमर्थारेतवहिभुवनमरणं ॥ पाहिपरमे ॥४॥
एकस्त्वमिहासिसमशक्तिः; सर्वज्ञश्चभवान् ॥
पालयदीनगणंनजवल्लभ श्रुत्वासार्तरवान् ॥
अथवसमर्थोरेत्यजदीनबंधुपणं ॥ पाहिपरमे ॥५॥

होरी.

रागकाफी—तालदीपचंदी.

( सांवरोअजहुनहिंआयो इतिगत्या.

गीयतामितिपार्वतीजानी,
रजतगिरिरम्यनिधानी ॥
गीयता० ॥ ध्रुवपदं ॥
यस्यकलेवरवामविभागे,
विलसतिवनिताभवानी ॥
शिरसिसदागतिमंतिजलानी,
सुरसरितोतिनरानि,
शमितनतदूरितदवानि ॥ गीयता० ॥१॥
चंद्रकलांचितरुचिरविशाल,
भालेभांतिमयनानि ॥
यस्यापितृवनादिगचलतलानि,
भवनवसनशयनानि,

तनौतुभासितचयनानि ॥ गीयता०॥२॥
यस्यशिवंददतेचरितानि,
सरनमदनकदनानि ॥
त्रिपुरगजांधरुध्वंसकराणि
रिपुपुनदनगदनानि,
वल्लभजीवदनसदनानि ॥ गीयता०॥३॥

## શ્રી ભૂતનાથાષ્ટક.

### છંદ વૈતાલીય.

જય શંકર પાર્વતી પતિ, કરૂણા લો કરૂણા કરો અતિ;
મુજ રંકનિ કાંન વિનતિ, કરજો હો કર જોડી છે નતિ. ૧
શકિયેં નહિં દુઃખ તો ખમી, સ્તુતિ ગાવા મન ત્યાર આગમી
વદું શબ્દ કદી ગમે ત્યવા કરજો અર્થ તમે ખરા જયવા. ૨
જયમ બાળક શબ્દ તોતડા, સમજે માતપિતા [1]શ્રુતિ પડ્યા;
નથિ ક્યાંઈજ આપ એ નથી, બરકી શીદ કરૂં સ્તુતિ કથી. ૩
પૃથ્વી તમ પીઠ છે ખરી, [2]ઘન સંધા જળધાર તે ઠરી;
સઘળું [3]નભ લિંગ રૂપ છે, [4]ઉડુ માળા થઇ પુષ્પની પછે. ૪
સરવે, ગૃહ પુષ્પ ત્યાં બન્યાં, ત્રણ નેત્રો શશિ સૂર્ય અગ્નિનાં;
ઉદરસ્થળ સાત સાયરો, ભુજ ભાવે ભગતાજ ભૂ ધરો. ૫
શુભ સાત પતાળ પાદ છે, મુખડું વેદ ષડંગ વાદ છે;
વળિ શાસ્ત્ર દશેં દિશા બને, નમું એવા નિત દિવ્ય લિંગને. ૬
તમનેં કદિ મૂર્ખ ભાવથી, નભજ્યા તો પણ પાળશો નકી;
ગુણ એજ વડાઇનો ભલો, હણતાં પથ્થર આમૃદે ફળો. ૭
સમજી મન કામના ક્યમે, અમ ભૂતેષ કરો પુરી તમે;
શિશુની જયમ માત છે ગતિ, ત્યમ છો વલ્લભજી કરે નતિ. ૮

## પદ ૧—રાગ ભોપાળી કલ્યાણ.

### તાલ ત્રેતાલ.

("ચાંદની રાત માનું પિયા પાયા" એઢબ)

---

૧ કાને ૨ મેઘ ૩ આકાશ ૪ નક્ષત્રો.

વાંક અમારા પ્રભુ! ક્ષમા કીજે. વાંક. ટેક.
પામર પ્રાણી, અમને જાણી;
નિત્ય અભેદાન દીજે. વાંક. ૧
જાંણુ અજાણે અપરાધ કરિયે,
આપ વિસારી સહુ રીજે. વાંક. ૨
આપ વડા તે, વડાઇ ન મૂકો,
સાહી સંભાળજ લીજે. વાંક. ૩
સાંભળો ભૂતપતિ, વલ્લભવિનતિ,
પાસ વસોછો નણીજે. વાંક અમારા. ૪

## પદ ૨ છંદ તોટકની ચાલ.

### રાગ જંગલો ત્રેતાલ.

જનમ જનમ ગુન માનુંગી તેરા, જો કોઇ પીયાસેં
મિલાવે મોરી ગુઇયાં એ ઢગમાં.
સમરય સમરય નર! અમર[1] પૂજિત હરિ,
ભ્રમરકૂ જીત હર—ચરણુ—કમલ દ્વય. સમરય.
ન્યાલ કર્યા હરિને પરમ તત્વ દઇ,
પ્રણુવ જેવું હરેંવર્ણુ સ્વનિગય. સમરય. ૧
હરખેં હરિ ફરી પામ્યા પ્રણુવ થકી,
મંત્ર પંચક નકી નાશક ભવ ભય. સમરય. ૨
પ્રથમ મંત્ર મહા વાક્ય જે તત્વ મસી,
સકળ કામ-પ્રદ મળિયું મહા શય. સમરય. ૩
ચોવીશ વર્ણુની ચાર પુરૂષાર્થદ,
કર્ત્રી ગાયત્રી સર્વ સેવક પાતક-ક્ષય. સમરય. ૪
તૃતીય મંત્ર મળ્યો, પ્રણુવથી હરીને,
મરણુ નિવારક મહા-મૃત્યુંજય. સમરય. ૫
તુર્ય પંચાક્ષર, મંત્ર પંચમ વળી,
ચિંતામણી એ દક્ષિણુ મૂર્તિ સમા દ્વય. સમરય.

---

૧ દેવતાઓએ પૂજા કરેલ એવા હરિરૂપી ભ્રમરે શબ્દાયમાન કરેલાં હરનાં બે ચરણુ કમળ.

ભક્ત ભૂતેષનો વિપ્ર વલ્લભ સ્તવે,
નિરખી પુરાણુ શિવ કરૂણા આલય. સગરય. ૭

## લાવણી. પદ ૩

ભૂતનાથ? અમસાથ સર્વ શિર હાથ ધરી રક્ષણુ કરજો,
વિવિધ વિઘ્ન ભય ક્લેશ વિપત સહુ વેગે વાર કરી હરજો.
અમને ઓથ પ્રભુ તમે કરી,
રક્ષણુ માટ ફરોછો ફેરી;
પીડ હરો નથિ કરતા દેરી,
સ્તવન સુણી શિવ અવન કાજ મારાજ આપથી અનુ સરજો. ભૂત. ૧
ધામ ગ્રામને ઠામ સકળમાં,
વાટ ઘાટ ગિરિ કંદર સ્થળમાં;
પાલન કર્તા પ્રભુજી પળમાં,
વલ્લભ વિનતી નાથ જગતના ભૂતનાથ શ્રવણે ધરજો. ભૂતનાથ. ૨

## રાગ સોરઠ.

## તાલ ત્રેતાલ.

("કાંઈ બાજ રહે અલબેલાજી છોટી લાડીજીરા.
વિછિયા રૂમ, ઝુમ, ઝુમ," એ ઢબમાં)

અમ રાંકના વાંક શ્રી શંકરજી! અરજી ઉર આણી માફ કરો;
ભૂતનાથ અમે ભૂલિયે પ્રતિપળ, દિનદયાળ તે દિલ ન ધરો. અમ રાંકના.
પણુ બાળકનો વાંક બધો પ્રભુ! માત પિતાજ કરેછે પરો. અમ રાંકના.
વલ્લભ જગના માતપિતા તમો, માફી દઈને વિદારો ડરો. અમ રાંકના.

## મુમક્ષુ યુક્ત.

## શ્રી ભૂતનાથ સ્તોત્ર.

## વસંતતિલકા.

હે દેવ દેવા કરૂણાળુ ! પિનાકપાણી !
પીડા ન મ્હારિ કદિ આપવિના કપાણી;
પાળો ચ આંખ, રસના, કર્ણ, નાક, પાણી,
શ્રી ભૂતનાથ સુખ દ્યો ધરનાક [1]પાણી. ૧

---

૧ સ્વર્ગનું પાણી=ગંગા.

આનંદ ઉત્સવ કરોજ હવે દીવાળી,
રાખો સદૈવ મુજ બેઠક ગાદિવાળી;
શ્રીનાં કરો અચળ કુંકુમ બિંદિ, વાળી,
શ્રી ભૂતનાથ સુખ ઘો નિત્ય ઘો દિવાળી. ૨
હો દેવ-દેવ! શિવ[1] દે વદને વદેજો,
દેજો કુટુંબ સુખ ચિત્ત સદૈવ દેજો;
આ પૂર્ણ ભાવ થકિ ભક્તિ કરી વદેજો,
શ્રી ભૂતનાથ સુખ ઘો સુત ભાવ દેજો. ૩
ચૂંથો નથી શિવજી! આપ નવા[2] લપા છો,
તોળે અસંખ્ય મણુ માપ નવા લપા છો;
તો ઇચ્છિતાર્થ મુજ આપ્ય ન વાળ્ય પાછો,
શ્રી ભૂતનાથ! સુખ લોજ નવા લ-પા[4] છો. ૪
ખાશે અખાજ વળિ પાન ખરાબ તાડી,
તે દુષ્ટને શિર ઉપાન ખરાબ તાડી;
દેજો તમે ગદ નિપાન ખરાબ તાડી,
શ્રી ભૂતનાથ! કુરૂપાન ખરાબ તાડી. ૫
આ કષ્ટમાં તરત સાર કરો કૃપાળો!
આ દિન સર્વ મુજનો નિગમો રૂપાળો;
દુ:ખો તમામ ભગવો મુજ ભેળીપાળો,
શ્રી ભૂતનાથ! સુખ ઘો ચિરકાળ પાળો. ૬
હું સર્વ કાળ તમથી અનુકુળ ચાલ્યો,
જાણું નહીં તુજ રજાટપિ મોરચ ચાલ્યો;
જો હોય માહરિ કુચાલ સુધારચ ચાલ્યો,
શ્રી ભૂતનાથ સુખ ઘો દુખમોર ચાલ્યો. ૭
ભીતી બધી જગતની ઇભજીત* મારો,
દેવો બીજા ન તમ સન્નિભજી તમારો;
પલ્લો ગ્રહ્યોય તમનેજ ભજી તમારો,
શ્રી ભૂતનાથ સુત વલ્લભજી તમારો. ૮

૧ કલ્યાણ. ૨ લપ્પા. ૪ માણુસવાળાને પાળનાર. *ગજાસુરને જીતનાર.

## અથ શ્રી ભૂતનાથૈકા દશ સ્તોત્ર. અક્ષરાનુક્રમે.

### છંદ ભુજંગ પ્રયાત.

અહો ઈશ ! શું વીશર્યા દિશ[1] મારી,
કરો સાયતા પાય લાગૂં પુરારિ !;
ખરો ભક્ત જાણી ધરો શીશ હાથ,
ભયેં ભીડ ભાંજો ભલા ભૂતનાથ. ૧
ગણો દાસનો દાસ હુંને સદાય,
ઘણો શ્વાસનો[2] ત્રાસ જે નીત્ય થાય;
ચડો બાણ દૃક-પાત[3] લૈ નેત્ર ભાથ,
ભયેં ભીડ ભાંજો ભલા ભૂતનાથ. ૨
છતા છો બધા વિશ્વમાં સર્વ જાગે,
જતું ગોતવા તો નથી ક્યાંઈ આગે;
ઝટો દાબવા દુઃખ ભીડોજ બાથ,
ભયેં ભીડ ભાંજો ભલા ભૂતનાથ. ૩
ટળે તુર્ત વ્યાધિ અમારા બધાયે,
ઠરે ચિત્ત આરોગ્યતા તો સધાયે;
ડરો દૂર કીજે ત્રણ્યે તાપ સાથ,
ભયેં ભીડ ભાંજો ભલા ભૂતનાથ. ૪
ઢળો આજ ભોળા પ્રભુ બાળ છૈએ,
તમારાં અમે બાળગોપાળ લૈએ;
થશે આપની કોણથી ગુણગાથ,
ભયેં ભીડ ભાંજો ભલા ભૂતનાથ. ૫
દયાસિંધુને દીન-બંધુ દયાળ,
ધરો છો બધું આપમાં વિશ્વપાળ;
નરૂં સાગરે જેમ પૂર્યું *ચપાથ
ભયેં ભીડ ભાંજો ભલા ભૂતનાથ. ૬
પડે પાય કે શીર્ષ નામે ન કેદી,×
ફસે આફતેં આપથી થાય કેદી;

૧ દિશા. ૨ શ્વાસનો રોગ. ૩ દ્રષ્ટીપાત (નજર) રૂપીબાણ. ૪ નેત્રરૂપી ભાથો. *પાણી ×કદિ કેદમાં જનારો.

બધેમાં ફરે આપના દૂત નાથ,
ભયેં ભીડ ભાંજો ભલા ભૂતનાથ. ૭
મટાડો અમારા બધા રોગ રીજો,
યથા થાય આરોગ્ય એવુંજ કીજો;
રટૂં આપનું નામ એ ચૂર્ણ કવાથ,
ભયેં ભીડ ભાંજો ભલા ભૂતનાથ. ૮
લહું આપને સર્વ બ્રહ્માંડ માંયે,
વસોછો પિયદત્[1] સદા પૂર્ણ તાયે;
શશી સૂર્ય તારા ગ્રહો આપ[2] સાથ,
ભયેં ભીડ ભાંજો ભલા ભૂતનાથ. ૯
પટે[3] શાસ્ત્રી અંતે મળે આપ ટાંણે,
સદા વેદ નેતિ કહીને વખાણે;
હરિને વિધી આપ પાંખે અનાથ,
ભયેં ભીડ ભાંજો ભલા ભૂતનાથ. ૧૦
લખું કેટલા ગુણ હું પાર નાવે,
ક્ષમા કીજીએ લેખજો બાળ ભાવે;
ન્રાતા છે[4] નહીં મૂજમાં નામું નાથ,
ભયેં ભીડ ભાંજો ભલા ભૂતનાથ. ૧૧

અનુષ્ટુપ.

સ્તોત્ર એકાદશ શ્લોકી કર્યું વલ્લભજી દ્વિજે,
કુટુંબ ક્ષેમ દેનારૂં, ભૂતનાથ દયા કિજે.

---

## આંણદલાલ વ્રજદાસ.

### વસાવડા.

આણંદલાલનો જન્મ સંવત ૧૯૧૨ ના શ્રાવણ વદ ૮ ના રોજ જૂનાગઢ શેહેરમાં થયો તેઓ ન્રાતે વડનગરાનાગર છે તેમણે જુદે જુદે ઠેકાણે નોકરીનો ધંધો કર્યો; હાલમાં છેવટ જુનાગઢ જતે દફતરના સીરસ્તેદારની જગોનું કામ કરે છે. કવિતા કરવાનો અભ્યા-

1 આકાશની પેઠે-૨ આપજો-૩ છએં-૪ વિ.

સ તેમને સોળ સત્તર વર્ષ થયાં છે. કવિ તરીકે તેમનું નામ પ્રસીદ્ધ નથી તોપણ કવિતા કરવાની શક્તિ તેમનામાં ઠીક છે એમ ધારી આ પુસ્તકમાં તેમની કવિતા દાખલ કરવામાં આવી છે. તેમણે નીચે મુજબ પુસ્તકો કરેલાં છે પણ હજી છપાવેલાં નથી.

૧ "દશરથ પ્રાણ ત્યાગ" નામનું નાટક ૨ માહાન પંડિત ગટુલાલજી કૃત આર્ય સમુદયમાં પ્રસીદ્ધ થયેલો ભુકકુંડ કવિના પ્રાચીન ઈતીહાસ ઉપરથી "કામલતા" નામનું નાટક. ૩ વિજ્ઞાન વિલાસમાં પ્રસીદ્ધ થયેલી "પતિવ્રતા સ્ત્રી" નામે વાર્તાની શાહદત ઉપરથી "રૂપસુંદરી" નામનું નાટક.

આ શિવાય બીજી પરચુરણ કવિતાઓ બાહાર પડયા વિનાની પડીછે.

## ઇશ્વર સ્તુતી.

### અબતો મોહે આન મીલો નંદકે દુ ભોરી. એ દેશી.

બસો કૃપા નાથ મેરે, હ્રદય મેં મુરારી, "ટેક"
રદ્ધ મેરો હે કઠોર, આપકે ચરન કિશોર;
સ્પર્ષ કરી ચિત્ત ચોર, દીજીએ સંહારી. બસો. ૧
પાપ કરૂં મેં અઘાત, નિડેર હોયે ફિરૂં નાથ;
અબ યેહે બિસારો બાત, નેહસે નિહારી. બસો. ૨
મોએ હે તુમારી પક્ષ, આપકો હે ભક્ત લક્ષ;
હાથ જોરિ કે સમક્ષ, ખડો મેં બીહારી. બસો. ૩
નીકો હે તિહારો ધ્યાન, મોહે લગો એહી તાન;
દૂસરો ન જ્ઞાન એક, બાત હે તું હારી. બસો. ૪
અબતો નહીં તોએ તજું, એક ચિત્ત રાખી ભજું
પ્રભુપદકો સાજ સજું, જકત કોં બિસારી. બસો. ૫
તવ ચરણકો ધ્યાન ધરૂં, એહિ કિર્ત્તિ ગાન કરૂં;
હોયકે સનાથ ફિરૂં, અવર સંગ ટારી. બસો. ૬
અબતો ભય નાંહિ લેશ, ચરન ધર્યો હે બ્રજેશ;
શુધ ભયો ગયો કળેશ, નિવૃતી ભઇ ભારી. બસો. ૭
જય સુખ મિલાયો રાજ, નૌતમ રસ દીયો આજ,
સર્યો હે આનંદ કાજ, નિરખ્યો ગિરિધારી. બસો. ૮

**દોહરા.**

નાડ બતાવો વૈદ્યને, જોશીને ગૃહ જોશ;
બાધા રાખો આકરી, વળી થવા નિર્દોષ. ૧
હાથ બતાવો બ્રહ્મને, કપાલ કેરી રેખ;
જવ તલ વધે ઘટે નહીં, લખ્યા વિધાતા લેખ. ૨
પ્રભુ કૃપા વણ આદરો, ઉપાય સઘળા વ્યર્થ;
કૃપા થએ વણ સાધને, સરશે સઘળા અર્થ. ૩
વૈદ્ય જોશિના કામમાં, વડો એક વિદ્વાન;
સૃષ્ટીમાં સરખા ગણો, રંક અને રાજાન. ૪
ન પડે તેને પુછવું, કેવું છે મુજ કર્મ;
વખત થએ તે પ્રેરશે, સુખદુખ એ નિજધર્મ. ૫
સહુને સહુનું આપતાં, થાકે નહીં એ વીર;
સહસ્ત્ર દુખ સંહારતાં, હારે નહીં રણ ધીર. ૬
ભક્તોને સુખ આપવા, હર વખતે તૈયાર;
સંકટમાં દુખ કાપતાં, જરા ન લાગે વાર. ૭
રાતે જન સઘળા સુવે, પ્રભુને નહીં આરામ;
થાકે નહીં એ સુભટ નર, કરતાં એવું કામ. ૮
પુરણ પરોપકારિનીં, કૃપા હોય જગમાંહ્ય;
નિકટ વશે નિશદીન પછીં, કોણ વૈદ્ય ઘર જાય. ૯
કૃત્ય સર્વનો કીમીયો, જાદુગર જગરાય;
તે સેવે ચિત શુદ્ધથી, સુખશાંતી સહુ થાય. ૧૦

**લલિત છંદ.**

જગતના ધણી સાંભળો અરે, કરગરી અમે માગિએ ખરે;
અસહ દુઃખ આ ક્યાં સુધી થશે, વિપત વાદળાં ક્યાહરે જશે. ૧
નથિજ દિલમાં ગોઠતું જરા, વિકળ થાઉં છું હે હરીહરા!
ગન નથી ઘડી જંપ પામતું, નથીં અધ ક્ષણે દુઃખ વામતું. ૨
મન વિષે ઘણા છે વિચારરે, તવ કૃપા થકી થાય પારરે;
તવ કૃપા નથી દીસતી કયમે, ક્યમ હીશે થયા દુષ્ટ તો અમે! ૩
જગ વિષે થયા દુષ્ટ પાપિયા, હુકમ શાસ્ત્રનાને ઉથાપિયા;
પણ ન તાહરે લેખનું ઘટે, તવ વડાઇ તો તેથી ના મટે. ૪

અધમનો કર્યો છે ઉધાર તેં, સકળ પાપથી તો ઉગારનેં;
મમ દિલે ઘણી હામ છે હરી, કરૂં હું સેવના સુમતી ધરી. ૫
કરિ પરાક્રમો દેશમાં ફરૂં, અવર સુખ તે પામિ શું કરૂં!
કરિ સુકૃત્યને થાઉં તાહરો, પ્રભુ મને કૃપા એહવી કરો! ૬
મમ સ્વદેશિની ઉન્નતી ચહું, મુજ મુખે ભલું તેમનું કહું;
મુજ સુમિત્રની સંતતી વધે, થઇ છતા કરે પ્રાક્રમો બધે! ૭
અમર નામ તો રાખીયે અમે, ક્યમ કરો નહીં તે કૃપા તમે!
ભુલ પડી કશી વાંકશો કર્યો, હુકમ આપનો શું નહીં ધર્યો? ૮
ક્યમ અમારિ આ આશ ના પુરો, વિપત આવડી કેમ ના હરો?
નથી કર્યાં અમે પાપ આ સમે, દુરિત કર્મથી વેગળા અમે. ૯
કહો વસે પ્રભુ ભુલ આપને, કરિ ક્ષમા હરો પાપ તાપને;
અમ ભર્યાં ભુલે તો ક્ષણે ક્ષણે, તવ વડાઇથી માફ તે ગણે. ૧૦
કર ગૃહી હવે માગુ એટલું, અણુ જીવો તણું જોર કેટલું?
તવ કૃપા તણી આશથી ચહું, જય સુખે કરી હું સુખી રહું! ૧૧

## દાણા પાકવાની ઋતુમાં સીમના ખેતરો જોઇને કરેલી સ્તુતી.

### શાર્દૂલવિક્રીડિત.

દીનાનાથ નમું તને હરઘડી, લીલા બધી પેખિને;
આનંદે મન મગ્ન થાય અધિકું, ચોફેરથી દેખિને;
ખીલ્યાં ખેતર જો અનાજ બળથી, નાના પ્રકારે કરી;
જાણે લક્ષ્મિ મુકી ક્ષણીક જગને, આ ખેતરોમાં ઠરી. ૧
પાણીનાં ઝરણાં થયાં નિરમળાં, મોટી નદીમાં ભળે,
મોટા સંગમહીંજ જેમ ભળવા, પંથીજ આવી મળે;
ઊભું ઘાસ અબોલ પ્રાણી અરથે, કાંઠે સરીતા તણે,
સુખે ખાય ફરે પિયે જળ જઈ, કોઇ ન તેને હણે. ૨
નાના ભાત તણાં વિહંગ વનમાં, ઉડે ફરે રંગમાં,
ખાએ તે કણ ચુંટિ ચંચુ બળથી, અત્યંત ઉમંગમાં;
ઉત્સાહે મન મોજ રોજ કરતાં, મોટા સમુહે દિશે,
એવો હર્ષ નથી પ્રભુ મમ હૃદે, હે દૈવ એ શું હશે! ૩

## દુઃસંગત વિષે.

### શાર્દૂલવિક્રીડિત.

મર્યાદા ગઇ છે મહાન જનની, દુઃસંગના રંગથી,
બાંધી પાજ સમુદ્ર માન મટીયું, લંકાંપતી સંગથી;
બુદ્ધીમાન તણું પ્રમાણુ બગડે, કુસંગતી થાય જો,
સંગે રંગ જરૂર અંગ વળગે, દુઃસંગ માટે તજો. १

## પર સ્ત્રી તજી સરસ્વતિ આશ્રય ધરવા બાબત.

### દોહરો.

પરદારા તજીને કરો, સરસ્વતિ શું સ્નેહ;
સુખ સંપતિ પામી તજો, ભવ ભય નિઃસંદેહ. १

### વસંતતિલકાવૃત.

ઓ દેશિયો કહુ શુણો શુભ વાત મારી
શાને કરો પર ગુલામત બુદ્ધી હારી;
વિદ્યા મુકિ કુમતી સાથ કર્યુંજ માગું,
શૃંગાર સાથ જટ દોડતું ચીત લાગું १
પૂરૂં નહીં બળ હજી રસ જાણવાનું
તેથી બનો કુકર્મી ફળ એ થવાનું;
ખેલો ખરા ઉલટથી પરપત્ની સાથે,
જાણો કર્યા ભવથી મુક્ત કૃપાળુ નાથે. २
નિશ્ચે કહું યમ થકી નહીં માફ પામો,
આ લોકમાં યશ લઈ નહી દુઃખ વામો;
શિક્ષા સુણો કહું છું તેથી સુખી થવાને,
વ્યાધી ખરી લોક ઉભય લોક તણી જવાને. ३
જો ગૌર વર્ણ પર ધ્યાન દેઈ નિહાળો,
નકી પતંગ બની ન નિજ અંગ બાળો;
રાચો મૃગાક્ષિ મદનેષિ ભરેલ બાણે,
કીધું મણી મય ઘટે વિષ પાન જાણે; ४
આનંદ લ્યો મધુર વાક્યથિ પ્રીત આણી,
જાણો ભુજંગ વશ થયો સુણી વાદી વાણી;

પ્રત્યક્ષ રાક્ષસી ખરી અબળા કહાવે;
તેથી રમો રસ પંછી કચગ સુખ આવે. ૫
સાચું ચહો સુખ કરી દુર આપતીને,
વંદો તમે શુદ્ધ મનેથિ સરસ્વતીને;
પંડીત પુરણ્ થશો વરસે પછેથી.
થાશો સુખી સુ સખિ એવી ગુણી મળેથી. ૬
છે ગૌર વર્ણ સતીનું ચિતર્યો નિહાળો,
તેના પ્રતાપ બળથી મનને ઉજાળો;
મારે કટાક્ષ બળથી નિજ નેન બાણે,
તે બાણુની અસર તો વિદવાન જાણે. ૭
વાચા નથી શરમથી બહુ બોલતી તે,
આપે તથાપી મુખથી સદબોધ ચીતે;
આભુપણો અતિ ધર્યા નિજ ગૌર અંગે,
શોભા ખરિ વરતશો રહી તેજ સંગે. ૮
જાણી શકો ન પર પત્નીતણે મુખેથી,
પુછો જઈ નૃપતિને ન વદાય તેથી;
માટે મુકી સરવ વસ્તુ વરોજ તેને,
શેવો સદા મનથકી નથી દોપ જેને. ૯
કીધા ગરીબ નરને બહુ લક્ષ્મીવાળા;
રાની જનો સમજીને બનીયા રૂપાળા,
દીધા કઈક નરને સત માર્ગ ચીંધી;
જેણે ખરા દીલથકી દ્રઢ ભક્તિ કીધી. ૧૦
જેણે સરસ્વતી તણું દ્રઢ ધ્યાન કીધું,
તેણેજ આ જગતમાં સુખ પર્ખિ લીધું;
બીજા ફરી ભટકતા ભવ ભાર તાણે,
સિંધુવિષે અગણુ જીવ વહેચ જાણે. ૧૧
માટે તજી અવર જા ઝટ એહ શર્ણે,
દેખીશ સુખ કદી ના સુણ્યું હોએ કર્ણે;
સ્હાસે ભવાબ્ધી પતિ તાહરી પક્ષ પ્રીતે,
મુક્તિ જરૂર મળશે દ્રઢ રાખ ચિત્તે. ૧૨

હે દીનબંધુ હરી શીશ નમાવુંપાયે,
આ આર્ય બંધુ જનની મતી સારી થાયે;
વિદ્યા ભણી જય સુખેથી રહે સ્વધામે,
આનંદથી સ્વભુમિમાં શુભ લાવ પામે. ૧૩

## શૃંગાર વિષય.

(ચોટલા વિષે.)

### વસંતતિલકાવૃત.

બેઠી ત્રીયા નયન બાણુ સમારવાને,
સ્વામી તણા હ્રદયને શર મારવાને;
કીધું અધો મુખ પ્રકાશ પતાળ પેઠો,
આવી સુધારસ પીવા અહી શીસ બેઠો. ૧
લીધું હરી નિરખી પતીતણું તેજ પોતે,
હંસે મુકયું ગગન તાહરી ચાલ જોતે;
મુકી દિધા સરવને હરીગુણ તેના,
શું વાંક છે અહિ તણો કયમ તે તજેના. ૨
બાંધો ગરોડ તન રંગ ઘણોજ સારો,
તેણે મુખે રૂપ વીશેજ કિધો વધારો;
ઉભી અધો મુખ કરી ખગુતી ભુમીને,
આવી સુધારસ પિયે અહી તો નગીને. ૩

## તૃષ્ણા વિષે.

### શાર્દૂલવિક્રિડિતવૃત.

હે તૃષ્ણા તુજને નમું વિનયથી, તું છે હમેશે નવી,
તેં મૂકયા નથી કોઇને જગતમાં, શું દેવ કે માનવી;
આવ્યાં મૃત્યુ અને વળી જનમકો, રાણા અને રંકને,
તું છે નિત્ય નવી તરૂણ વયની, કાળે ન ખાધી તને. ૧
પ્રાણી માત્ર તણી થઈ ઘરૂણી તું, પ્યારી પુરા જાનથી,
તારે કાજ મુવા કંઈ નર ભલા, સાથે ગઇ તું નથી!
નીચી જાત પરે કર્યું કરમ તેં, મૂકયું પતીવ્રતને,
પાપી તું સમ કો નહીં જગતમાં, હે ધિઃક તૃષ્ણા તને! ૨

આવે પ્રેમ બતાવતી પ્રથમથી, ઉદ્વેગ સાથે ધરી,
લાગે તે ઉદ્દવેગ ઠીક મનને, તારે પ્રતાપે કરી;
બંધા એ મન મોહપાશ પળમાં, તારા અતી જોરથી,
માટે છોડ કૃપા કરી મમ હૃદે, વંદુ તને દૂરથી! ૩

ઉપરનો વૃત્ત.

છેટેથી સુણીને સમુદ્ર મહીમા, લાગે પ્રિયે કર્ણને,
આશે જાય પ્રવાસિ પાન કરવા, પામે નકી મર્ણ તે;
તેથી કુપ સરાદિ હોય લઘુ તે, આપે ખુશી ચોગણી,
મીઠા વારિ થકી કરેજ દુર તે, પીડા તૃષાણી તણી. ૧

એજ વૃત્ત.

રે, રે, સિંહ તણા શિશૂ ગરજના, ગર્વે કરે આમ શું?
ચીર્યું મસ્તક હસ્તિનું જનમિને, મોટું કર્યું કામ શું?
હસ્તીનુંજ રૂધીર અંગ વળગ્યું, તારાં પિતા માતને,
તારા કુળ તણો ગૃહ્યો ધરમ તેં, તે તો ઘટેછે તને! ૧

## ખરી ચતુરાઇ વિશે.

### કવિત.

ખુશામતીયાને ડોળ ઘાલુઓ ઘણાજ વધ્યા,
તેનેજ વશીલો થયો મોટા મોટા ભાઇનો;
ચાકર થઈને કાંતો મિત્ર તણું ડોળ ઘાલી,
કાંતો કરે દાવો પછી નિકટ સગાઇનો;
ભાઇ ભાઇ કરી નીજ કાજતો સુધારી જાએ,
બગડે સ્વારથ ભલે ભાઈનો કે બાઇનો;
ભટકી ભટકી ત્રણ ભુવનમાં ભાળ્યું મેં તો,
મળ્યો ન ગ્રાહક કોઇ ખરી ચતુરાઈનો. ૧
ભાઇનું મુખારવીંદ દેછે મધુવાસ ઘણી,
મળે નહીં જોટો ક્યાંઇ ભાઈની ભલાઈનો,
ભાઈ સરદાર સારો ગરીબનો તારનારો,
અમારો અન્નદાતા વળી નીધી પંડીતાઇનો;
સુણી એવાં વેણ ફુલે ફુલણજી ભાઇ પોતે,

કહો કોણ પુછે પછી પાડ ત્યાં સચાઇનો;
ભટકી ભટકી ત્રણ ભુવનમા ભાળ્યું મેંતો,
મળ્યો ન ગ્રાહક કોઈ ખરી ચતુરાઈનો. ૨
ખરી ચતુરાઇ તણા જાણનારા ગયા હવે,
ખપ રહ્યા દંભ, ખુશામત, ને લુચાઈનો,
ગરીબ બીચારી ચતુરાઇ તો સંતાઈ રહી,
અમલ થયો છે ખોટી ફુલણ ફુલાઇનો;
કપડાં સફેદ પેરી, ફુલેલ લગાવી અંગે,
એકજ શીખોને શબ્દ "વેલગુડબાઈ"નો;
ભટકી ભટકી ત્રણ ભુવનમાં ભાળ્યું મેંતો,
મળ્યો ન ગ્રાહક કોઈ ખરી ચતુરાઈનો. ૩
શાસ્ત્ર તણી કથા સુણવાનો ગયો ભાવ હવે,
ભાવ રહ્યા ભાઇનેતો નિપટ ભવાઇનો,
અન્ય જીવ પાળી પાસે રાંખવાનો ભાવ ગયો,
હવે ખપ કુતરાની જાત સુધરાઇનો;
ખાવા ટાણે કુતી, પાણી પીવા ટાણે કુત્તી,
બ્હાર જવા ટાણે કુત્તી, ભેળો સોબતી નવાઇનો;
ભટકી ભટકી ત્રણ ભુવનમાં ભાળ્યું મેંતો,
મળ્યો ન ગ્રાહક કોઇ ખરી ચતુરાઈનો. ૪
અહો પ્રભુદીનાનાથ, સુણીને અરજ મારી,
એકતો જગાડ પુત્ર ભાગ્યવાન માઈનો,
દંભ, દુરાચારનો સંહાર કરી ક્ષણ માંહે,
હવે તો જનમ કર ખરી માણસાઇનો;
ગાચુ હું આનંદ કરજોડી શીરનાંમી પ્રભુ,
ઉદય કરો પવીત્ર ખરી મીત્રતાઈનો,
ભટકી ભટકી ત્રણ ભુવનમાં ભાળ્યું મેંતો,
મળ્યો ન ગ્રાહક કોઇ ખરી ચતુરાઈનો. ૫

## પેટની પીડા વિષે.

### શાર્દૂલ વિક્રીડિત.

દીધી બુદ્ધી ઘણી ઘણા ગુણ ભરી, દીધું ખરૂં જ્ઞાન તેં,

કીધું માનવિને વડું જગતમાં, આપ્યું વળી માન તેં;
ભક્તી તારી કરી થયા તુજ રૂપેં, આપે મુનિયો છતા,
તોએ માફ કરી ન તેં ઉદરની, પીડે પરાધીનતા. ૧

કવિત.

ગરીબાઈ ગાઈ ધાઇ ધાઈને ઉઘાડે પગે,
ધાક થકી હાકમનો હુકમ ઉઠાવીયો,
ગુલામત કરી પુરૂં અન્ન ખાધું નહી તોય,
અન્નદાતા કહી ખાલી ગુણુ ગવરાવીયો;
ગાંડા ઘેલા બની ક્રુર ધણીને રીઝાવા માટે,
ભવાયાનો વેશવીના ભુંગળ બજાવીયો,
અરે ભુંડા પેટ તારી વેઠ સારૂ કર્યું બધું,
તોયેં તારા લોભ તણો પાર નહીં આવીયો. ૧

## માણુસ શું નથી કરી શકતું.

કવિત.

રોજગાર વેપાર કરેછે ક્રોડો પૈસા તણો,
સાત પેઢી ખાય તેવું ધન રાખે સાચવી;
પથર ખોદી કોરીને કરે મોટી ઈમારતો,
એવા મોટા શિલ્પ વિદ્યા તણા પુરા જાણુવી;
નિર્જીવ વસ્તુની પાસે કામ કરાવે છે પુરૂં,
દેવતાથી ગાણે મોજે જેવી હોય માણુવી;
કેવું ભાઇ બુદ્ધિ તણું બળ લડાવે છે જુવો,
આધીન થયાં છે વળી વીજળી અને રવી. ૧
લોકોને હસાવે રોવરાવે ચઢાવે છે શૂર,
એવા એવા અવનીમાં રહ્યા છે મોટા કવી;
મોટા મોટા ગ્રંથો ભણી તત્વ શોધી જોઇ અને,
મથન કરીને વાત શોધે છે જુની નવી;
અનેક એવાં તો કામ કરે છે હિંમત ધરી,
પ્રિય જય સુખ કરી વાત સત્ય માનવી;
જગતમાં જનમ ધરીને પ્રભુ કૃપા થકી,
શું ન કરીશકે કાળા માથા તણું માનવી! ૨

## ગરીબનાં ગરીબ નશીબ.

### કવિત.

ગરીબકી બાતન કોં કાઉ નહીં ચિત્ત ધરે,
ગરીબ કે હાથ કો ન કામ કાજ ભાવેહેં।
ગરીબન કે સંગ કાઉ બેઠેનાં ઉઠે નાહીં,
યાહી કે હજુર કોઊ અર્જના સુનાવેહે।
ગરિબન કે પાસ કો બસ્ત આઈનીકી તોબી,
ઉનહી કે સંગયાકો મૂલ ઘર જાવેહે,
કહા કહું બાંધીને ન બાત કો બિચાર કીયો,
ગરિબનકી ઓરત કોં ભાભી કહાવેહે। ૧
ઈનકો પરોપકાર ચાકરી મે લિખ્યો જાય,
ગરિબનકે મુખન કો રગહુ કારોહે;
બોલે બકવારમેં ન બોલેનો ગમારમેંહી,
ગરીબન કે હાથકો તોલહુબી ખારોહે।
સેવક કો કામ બિના દામસેં બજાવે તોબી,
ગરીબ ભયો યાહીતે કોઉ કોન પ્યારોહે;
બિધીને બિગાર્યો યામેં કહું કૌર દોષ દીજે,
ગરીબનકે ભાગ્યકોતો પેંડાહી ન્યારોહે. ૨

## લક્ષ્મી વિષય.

### કવિત.

[1]લછમી જુ આય આજ ધન્ય ભાગ્ય મેરે ભયે,
મેરોતો દરિદ્ર ગયો મોસે [2]હિજરાય કે;
માત, તાત, ભ્રાત, બંધુ, નિત્ય કે ખીજાને વારે,
સોઉ આય નિકટકો સંબંધ બતાય કે;
કલ થા મેં એકીલા, ન કોઉ મેરે સંગ હતે,
આજ તો દિદાર દેખવે કોં આય ધાય કે;
કોઉ કહે ભાઈ કોઉ કાકા કોઉ મામા કહે,
કોઉ મોસેં બંદતહેં મસ્તક નમાયકે! ૧

---

૧ લક્ષ્મી. ૨ ખીજવાઇને.

દરિદ્રિકી છાપ ગઈ, મૂર્ખ મેરો નામ ગયો;
તિરસ્કાર મિત્રનકો ગયો હાથ જોર કે;
આપની ત્રિયાકો નિત્ય નિત્યહુકો ક્લેશ ગયો,
ગરીબકો વેશ મેરો સબ ગયો દોરકે,
અહો ધન્ય ભાગ્ય મેરે આજ તો ઉદય ભયે,
રોગ દોગ ગયે સારે મોહેકો [3]તછોર કે;
યહીં હે પ્રતાપ સબે લછમી જુ આયવેકે,
નાંતો ન દરિદ્ર જાત સંગ મેરો તોરકે. ૨
ચેહી સગે ભ્રાત, તાત, માત સબે આજ ભએ,
મેરોબી સપૂત નામ આજ નયો ધર્યોહે;
કુલકી ધૂરી તકતો મિત્ર હુંનકો ઉરતે,
મેં થા કુલમે કપૂત આજ નામ ફિર્યોહે;
અહો જગન્નાથ તાત મેરોતો ઉધાર કીયો,
બડો નામ ભયો યાતે કાજ મેરો સર્યોહે!
મેરે મનમે કીયો હે યકીન બિચાર મેને,
લછમીજુકે [4] ચર્ન મેં સબે સુખ ભર્યો હે. ૩

## કવિ. ભવાનીશંકર વિ. નરોત્તમ.

ભવાનીશંકર વિ. નરોત્તમ દ્વિવેદીનો— જન્મ સવત ૧૯૧૫ ના આસો શુદી ૫ ને દિવસે શ્રી ઘોઘા મધ્યે તેમના મોસાળમાં થયો છે. અસલ વલ્લભીપુરના નામથી પ્રખ્યાતિ પામેલ જે કે હાલમાં ગોહીલવાડ પ્રાંતમાં વળાનામે ગામ છે ત્યાંહાં તેમનું મૂળ વતન છે. તેઓના પૂર્વજો અગ્નિહોત્રાદિક વૈદિક ધર્મમાં અને શાસ્ત્રોમાં નિપુણ હોવાથી તેમને તે રાજ્ય તરફથી રહેવાને ઘરો અને ઉપજીવિકાને માટે ખેતરો મળેલાંછે, તેમજ પોતાની ઔદિચ્ય સહસ્ત્રજ્ઞાતિમાં પણ દિક્ષતદવે પેહેલા પાટલાના પૂજ્ય ગણાયછે, અને તે સર્વે અદ્યાપિ પર્યંત માનપ્રતિષ્ટા સહિત ચાલ્લુ રહેલ છે.

તેઓનાં માતુશ્રીનું નામ હરિબા જેકે ભવાની માતાનાં પરમ ભક્ત છે, તેમને આસો શુદિ નવરાત્રી—એટલે ભવાની માતાના દિ-

૩ તરછોડીને. ૪ ચર્ણુમાં.

વસોમાં પ્રથમ પુત્રની પ્રાપ્તિ થઇ માટે કવિની માતાગહી માન-કુંવર બાઇએ ભાવસહિત તેમનું નામ ભવાનીશંકર પાડેલું છે.

તેઓએ પ્રથમ બાળપણમાં નિશાળે અભ્યાસ કરવા માંડયો હતો. યજ્ઞોપવિત ધારણ કર્યા પછી પોતાના યજુર્વેદનું સંધ્યા વંદ-નાદિક નિત્યકર્મ, વાજસનેયી સંહિતા સંપૂર્ણ અને ગૃહ્યસૂત્રાદિક વેદા-ધ્યયન કર્યું. સંસ્કૃતમાં પણ સારસ્વત વગેરે જોયું. વચમાં પાછો ગુજરાતી છઠ્ઠા ધોરણ સુધી અભ્યાસ કર્યો હતો અને સન ૧૮૭૩ ની સાલમાં ધોઘાની સરકારી નિશાળમાં આ ત્રીજા આસિસ્ટંટની જગ્યોએ રહ્યા હતા, પછી સન ૧૮૭૫ ની સાલમાં લોકલફંડના રસ્તા રીપેરના કારકુનનું કામ કર્યું હતું તે કામથી ખુશી થઈને ધોઘા મામલેદારે તુરત જપ્તી ગામોના ઉપર તલાટી નીમ્યા હતા. તે ગા-મોના ભાગ બટાઈનો વહીવટ સન ૧૮૮૨ ના જુલાઈ માસ સુધી સારી રીતે કર્યો તેટલામાં સંસ્થાન ભાવનગરના પ્રખ્યાતિ પામેલ માજી દિવાન આજમ રા. રા. ગૌરીશંકર ઉદયશંકર ઓઝા સી. એસ. આઇ. નો ધોઘા મુકામે સહવાસ થયે તેઓ નામદારે પ્રીતિ થકી પોતાની પાસે પગાર આપી ભાવનગરમાં રાખ્યા. જ્યાં કે—વેદાંત વિષયનાં કથન શ્રવણાદિકના કામમાં કુશળતા, તેમ બ્રહ્મનિષ્ટ મહા-ત્મા ગૌરીશંકરજીની સંપૂર્ણ કૃપામેળવી. "સ્વરૂપાનુ સંધાન" ગ્રંથ શ્રીમાન્ ગૌરીશંકરજીએ રચતાં તેઓએ સાથે રહી લખવા વગેરેમાં ભાગ લીધો તેમજ મુંબઈ જઈ તેમણે તપાસી સુંદર છપાવ્યો. સીવાય વેદાંતના ગ્રંથોનાં પદ્યાત્મક ભાષાંતરો કરવાનું કામ ચાલુ રાખ્યું. શ્રીમાન્ ગૌરીશંકરજીએ સંન્યાસાશ્રમ સ્વીકાર કર્યા છતાં પણ તેઓ-એ અદ્યાપિ પર્યંત પરમ કૃપા પાત્ર કવિ ભવાનીશંકરને અહોનિશ પોતાની પાસેજ રાખેલ છે.

આ ભવાનીશંકરને નાહાનપણથીજ પુસ્તકો અને કવિતાઓ વાંચવાનો શોખ બહુજ હોવાથી ધીમે ધીમે કવિતા કરવાનો પણ શોખ સ્વાભાવિક ઉત્પન્ન થયો અને પ્રતિદિવસ કવિત્વશકિત ખીલવા લાગી. પછીથી સંસ્કૃત વૃત્તરત્નાકર વગેરે પિંગળાદિક ગ્રંથો મંગાવી પોતાની મેળે વાંચી કવિતાના નિયમોથી વાકેફ થયા, અને કાવ્યમાં ક્રમે ક્રમે કુશળતા મેળવવા માંડી.

તેમનાં રચેલ "વૃષભાન આખ્યાન," "કરજ કરી વરો કરનાર કરાવનારનું વર્ણન" અને "પુણ્યપાવનાખ્યાન" એટલાં છપાઈ પ્રસિદ્ધ થએલીછે, બાકીની કવિતાઓ 'ઉદિચ હિતેચ્છુ' ઇત્યાદિક માસીક પત્રોમાં વખતો વખત પ્રકટ થયેલીછે. સીવાય "મનોહર મહારૂદ્ર વર્ણન," "શંકરાચાર્યકૃત અદ્વૈત આર્યાનું પદ્યબદ્ધ ભાષાંત્તર" વગેરે અને પરચુરણ વિષય તથા વેદાંત વિષયાદિક ઘણી કવિતાઓનો સમુદાય લખેલો છે તે છપાઈ પ્રસિદ્ધ થયેલ નથી.

તેઓનાં રહેવાનાં ઘરો વગેરે વળા, દરેડ અને ઘોઘામાં છે. પરંતુ હાલ શ્રી ભાવનગરના માજી દિવાન રા. રા. ગૌરીશંકર ઉદયશંકર ઓઝા સી. એસ. આઈ. જેઓ કે ચતુર્થાશ્રમના સ્વામીશ્રી સચ્ચિદાનંદ સરસ્વતી સ્વામીજીના આશ્રયથી ભાવનગરમાંજ રહેછે તેમનાં સદ્‌ગુણી માતુશ્રી તથા વ્યાકરણ કાવ્યાદિકમાં કુશળ વિદ્વાન પીતાશ્રી વિદ્યમાન છે, તથા તેઓ મૂળશંકર વગેરે ચાર ભાઇઓ છે અને તેમને ૧ પુત્ર અને ૧ પુત્રી છે. અને આજે પોતાની ૨૯ વર્ષની વય થઇ છે.

## श्री.

## (कवि भवानीशंकर वि० नरोत्तम द्विवेदी कृत कविता संग्रहमांथी.)

## પ્રભુપ્રાર્થના.

### સ્ત્રગ્ધરા છંદ.

જેનાં અજ્ઞાનથી સત્ય જગ સહુ દિસે રજ્જુમાં જેમ સર્પ,
જેનાં જ્ઞાને કરીને ભ્રમમય જગનો થાયછે નાશ સર્વ;
જેને સંબંધ છે ના ક્વચિત પણ કશો પુણ્ય પાપાદિકોનો,
જેને તો બંધ મુક્તત્વ નહિ કદિ અને જન્મ કે નાશ જેનો. ૧
જે છે સર્વાન્તરાત્મા અચલ અભય એ સચ્ચિદાનંદ રૂપ;
જેને અસ્થૂલ આદિ શ્રુતિ વચન વદે અદ્વિતીયસ્વરૂપ;
જેને જાણ્યા થકી તો સહુ પણ પલમાં હોય વિજ્ઞાત સત્ય,
વિદ્યાએગમ્ય એવા નિરવધિ શિવને છે નમસ્કાર નિત્ય. ૨

## જીવોપદેશ.

### રાગ પ્રભાતી છંદ ઝુલણા.

કટ કરીને કપટરૂપ પટ કાપી કર-
ખટપટી પટરિપુ ખપટ કોરે,
ગટક લઈનેજ ઝટ પ્રેમરસ પાન કર
ઘટ ઉણો રાખમાં ભર બધો રે;
નટ પડે પ્રભુ નિકટ રહીં નચાવે તને
ચટ તું ચિતમાં સમજ જીવ મા'રા,
છટ કરી કા'ડ છલભેદ છેલાનિતું
જટ જગાધીશ જપ પૂર્ણ પ્યારા. ૧
ઝટ કુ-અજ્ઞાનનાં જાલને ટાળ રે?
ઝટ મટી શુ રહ્યા રોઝ જેવા !!
ટટ ન તે જો ટળે છેદ શમશસ્ત્રથી
ડટ કરી સ્થાપ સદ્‌ગુણ સુ-સેવા;
ઠટ લઈ દાટિ દે દુર્ગુણો દુઃખદા
ઢટ હૃદય રાખ દઢ ધૈર્યતાને,
ણટ ગણેગુટ જ્યમ ભ્રમર ભક્તિ કરે
તટપરે પેખ બગ લીનતાને. ૨
થટ કરી સ્થિર મને વસ્તુ લેવા ચહે
દટક લઇ દોડી આવી મળે છે,
ધટ કર્યું કાર્ય અસ્થિર કુમતિમાનનું
પટ કપટમાં લપટ થઇ ટળે છે;
ફટ ફુટે ફંદ ફોકટ્ટ ફાંસુતણો
બટપરે બેસી વિણ સ્વાર દોડે,
ભટ પડે ભોંયપર ખચિત ભઈ તું સમજ
મટ ન મંડાય ભડનીજ જોડે. ૩
યટન કરો પરિ અટન તીર્થ યાત્રા કરી
રટ શ્રી રાધા રમણ કૃષ્ણ નિત્યે,
લટ લઇ પટ લટી પ્રભુ સુ પાદાબ્જમાં
વટ ખરી હરિ વિષે રાખ ચિતે;

શઠપણું છોડિને સુજ્ઞ જ્ઞાતા તું થા
પટ મહા શાસ્ત્રનો સાર જે છે.-
સટ લઈ સમજી જા જન્મ સાર્થક શું છે?
હટ નહી હિત ભવાની ભણે છે. ૪

### મનહર છંદ.

પીછાણી તું પ્રાણી પંડ પરપોટો પાણીતણો,
પ્રીતિ કરી પરમેશ પૂર્ણ પદ પામને;
ધારી લેજે ધાણી પેઠે ધબ લેઇ ધૂળ જવું,
ધર્યાં રે'શે ધીંગાં તારાં ધારે છે જે ધામને;
માત તાત મહીલા કે મિત્ર મા'રાં ગાનીશમાં,
મૃત્યુ મોમાં મૂકશે રે માણુસો તમામને;
રાવણ સરીખા રાય રણમાં મરણે રોળ્યા,
રહ્યો ભવે રમે છે શું રટી લે શ્રીરામને. ૧
ચડાવને ચાનક અચાનક કચાવશે બચાવશે,
નચાવશે ખચીત કાળ ચાવશે;
ફૂલ્યો ફૂલ્યો ફરેછે શું ફિતુરમાં ફિતુરી!
સુફળ તો વિફળ થશે ફેરો નહિ ફાવશે;
અહોનિશા અરે મૂઢ! અડચો રહ્યો અનીતિમાં
અઘઓઘ ઓળંગતાં આરો કેમ આવશે;
ભભકો તો ભૂપ સમો ભોગવે અભાગી ભુંડા,
ભજ્યા ન પ્રભુજી ફેગ ભવાની નિભાવશે ? ૨
છેલ બની છેક તું તો છીનાળાના છંદવિષે,
છવાઇ રે'છે ન ભાવ છીનાળ પુછાવશે;
ધરણીની ધૂતારણ ધન લેશે ધૂતી ધૂતી,
ધૂળે નથી ધી તા'રામાં ધૂળમાં શું ધાવશે?
રાંડે જણ્યા રાંડ માટે રઝળેછે રોજ રોજ,
રે રે રે જરૂર તને રાંડ રોવરાવશે;
પાપ મૂકી પડયું પૂર્ણ પ્રભુ ભજપ્રીતે
માત-પિતા નાક પાપી કાં કપૂત તું કપાવશે! ૩

## અવાજ કરતી—ચીમની પ્રતિ ઉકિત.

### રૂચિરા છંદ.

અહો પ્રભુની ચમત્કૃતિ શી ? અતિશય છે મન હરનારી,
નરનારી મનમાંહ વિચારી જુઓ જરૂર જન હિતકારી;
દેખો આ દૃષ્ટાંત થકી સુચવે શિક્ષા કેવી સારી !
દીપક જ્યોતિથી ભવ્ય કાચની ચિમનીં પ્રકાશ કરે ભારી. ૧
ધણાં ધરાણાં મણા નહી તેવાં લીધાં ધરી જો ધારી,
પ્રેમ સહિત શુભ હેમ તણાં શું બનાવિયાં ખંતે સારી;
તે તા'રી કાયાજ તપાસી લે ચિમની સમ તુજ પ્યારી,
ન્યારી નથી જ્યાં લગીં દીપકરૂપ-હંસથીં ત્યાં લગીં છે સારી. ૨
માટે મનવા ચેત ચેત તું સચેત થઈ બેદરકારી !
પવન સપાટો આવીં લાગતાં પછી રહીંશ તું પરવારી;
ધારી ધારી જો શુણુ શબ્દ સરસ સરતા છે શુભકારી,
'ઝટપટ ઝટપટ રટ રટ હરિને, ખટપટ ખાલીં તજ નઠારી.' ૩
અવાજમાં ઉપદેશ કરે મધુરે સ્વર ઇશ્વર ઉપકારી,
દયાલુ દીન તણા વત્સલ હે જય જય જય કુંજવિહારી !!
ભાળી ભૂપતિ-ભવ્ય મકાને ભલિ ચિમની જઉ બલિહારી,
લો તે ઊપરથી ઉપદેશ ભવાની બેશક સુખકારી. ૪

## દેહરૂપી ઘર.

### પદ.

રાગ કાફી ત્રિતાલ.

"સમરૂં સદા ભરપૂર" એ ચાલ.

આ દેહ ગેહ સમાન, જુઓ સુમતિવાન જનો રે, સહુ આ દેહ૦ ટેક
પીઠ તણા બરડાનું હાડ તે, છે આડસર બલવાન;
પાંસળિઓ ભળિઓ વળિઓ વળિ, ભુજ પદ થંભ નિદાન,
જુઓ સુમતિવાન જનો રે સહુ; આ દેહ૦ ૧
અસ્થિ બધાં ઇંટ પથર થર લઈ, કિધિ વિધિ કડિએ કમાન;
માંસરૂપી કચરે ચૂને ચણ્યું, રૂધિર જળેથી મકાન,
જુઓ સુમતિવાન જનો રે સહુ, આ દેહ૦ ૨
કોઈ વિચિત્ર સુ-ચામડી શામળી, રાતી ગોરેવાન;

તે રૂપી રંગે રંગેલું, ભવ્ય ભુલાવે ભાન,
જુઓ સુમતિવાન જનો રે સહુ, આ દેહ૦ ૩
માની લ્યો મુખ આંખ નાક ને કોરણી કીધેલ કાન;
ઇત્યાદિક ઇંદ્રિયરૂપી છે, બારિયો બેશ નિશાન,
જુઓ સુમતિવાન જનો રે સહુ, આ દેહ૦ ૪
આ ઘરનો દ્રષ્ટા ઘરથી પર, હું આત્મા સહુ જાણું;
એક ભવાનીશંકર ભજી લો, તજી તનનું અભિમાન,
જુઓ સુમતિવાન જનો રે સહુ, આ દેહ૦ ૫

## પદ.

"છે જન પાલક ટાળક દુખનો." એ રાહ.

રે મન! માન ગુમાન તજી, ભજી લે ભાવે ભગવાનને.
જાયાદિક જૂઠાનાં જામ,
માયાનો નહિ એક મુકામ,
કાયા આ નહિ આવે કામ,
જઈ મળશે સ્મશાનને.— રે મન! માન૦ ૧
મા'રી નારીઓ બહુ સારી, છે ચિત્ત હરણ કરનારી;
ત્યમ અનુકૂળ કુટુંબ તમામ,
ભડ બંધુઓ ભીડે હામ,
આજ્ઞાંકિત સેવક સહુ આમ,
માની કરે અભિમાનને.— રે મન! માન૦ ૨
મદમસ્ત ઝુલે મો'ટા હસ્તિ, રીઝવે મલ્લો કરી કૂસ્તી;
ચપલ હયો હણહણતા દ્વાર,
ઈત્યાદિક તું તા'રાં ધાર,
(પણ) આંખ વિંચાવાની છે વાર,
કાં ભૂલ્યો તું ભાનને.— રે મન! માન૦ ૩
મિથ્યાને ક્યમ કહિયે મા'રૂં, નહિ નિત્ય કશું રે'નારૂં;
ઝાંઝવાનાં જલ જાણો જેમ,
સ્વપ્ન ચિજો સત્ કહિયે કેમ?
અસત્ જગતનું પણ છે એમ,
કાં ધરતો નથી કાનને.— રે મન! માન૦ ૪

માટે મૂઢ હું મારૂં મૂકી, ફોકટ ફિતુરો દે ફૂકી;
આખર એ બહુ બંધન કાર,
લે સમજી સંસાર અસાર,
સદ્વસ્તુ તું ચિત્ત વિચાર,
ભણી તેમાં ગુલતાનને. રે મન ! માન૦ ૫
દેખાય દેહાદિક નિર્જીવો, કુમતું શિર કર લઈ દીવો;
સદ્ગુરૂ શરણ રહી લે સાર,
છે સંસાર ન તરતાં વાર,
ભવાની શંકરને સંભાર,
અસ્ત કરી અજ્ઞાનને. રે મન! માન૦ ૬

## પદ.

(રાગ—ઉપરનો.)

(ઓ) મનવા! તન અભિમાન તજી, તું તારૂં રૂપ તપાસરે.
હું છું કોણ? જગત્ શું ચીજ?
કોણ બધાનું છે સદ્બીજ?
તેનીતો કરવા તજવીજ,
રે પડ પંથે પાંશરે. ઓ મનવા !૦ ૧
આ પાંચે ભૂતોનું પુતળું, ઇંદ્રિય સમૂહે સૂતળ્યું;
તે જડ વસ્તુ નહિ તું, જાણ,
એનું નથિ રે'તું એંધાણ,
તેથી તું જૂદો સહુ જાણ,
ચેતન સર્વાવાસ રે. ઓ મનવા ! ૦ ૨
મલ મૂત્ર રૂધિર માંસાદિ તણો, દુર્ગંધી અમંગલ દેહ ઘણો;
તેને તું કયમ કે' છે હું !
ગંદો દેહ નહિજ છે તું,
"શુદ્ધ સદા મંગલ હું છું"
એમ દૃઢ કરી ધરી ઉલ્લાસ રે. ઓ મનવા !૦ ૩
જન્મે છે તેમ વધે પણ તે, પરિણામી ક્ષીણ થશે મરશે;
ત્યારે તેમાંનું કાંઈ નહિ,
તું અવિકારી અવિચલ સહી,
તું સર્વેમાં સાક્ષી રહી,

કરેછે પૂર્ણ પ્રકાશરે. ઓ મનવા !૦ ૪
આ જગ બાજીગર ખેલ બધો, મિથ્યા માયાથી આવો વધ્યો;
આપતણા રૂપનું ન ભાન,
એ છે મૂલ મહા અજ્ઞાન,
ત્યાં લગી છે આ જગ સહુ માન,
જ્ઞાન થયે સહુ નાશ રે. ઓ મનવા !૦ ૫
અંધારે દોરડી દેખીને, નાસે સર્પ ગણીને બીને;
પણ દીપકને અજવાળે,
સર્પ પછી કહો કેમ ભાળે,
શ્રુતિ માતા સંશય ટાળે;
કર સદ્ગુરૂપર વિશ્વાસ રે. ઓ મનવા ! ૦ ૬
બ્રહ્માદિક સહુથી માંડીને, કીડીલગી નજર લગાડીને;
જે સહુમાં સરખો વર્તે છ,
તે સત્ ચિત્ આનંદજ છેજ,
સર્વેનું પણ સદ્બીજ એજ,
તેજ તુંછે સુખરાશ રે. ઓ મનવા !૦ ૮
સહુ દસ્ય જગત્, તું છે દ્રષ્ટા, સહુ સૃષ્ટિ તણો પણ તું સ્રષ્ટા;
વરતાએ નહિ વગર-વિવેક,
છે સર્વાંતર્યામી છેક,
અભય ભવાનીશંકર એક
અચલ સદા અવિનાશ રે. ઓ મનવા !૦ ૮

## आत्मानुं यथार्थ स्वरूप नहि ओळखनारा वादीओनो विवाद.

### कवित.

(છંદ મનહર.)

પોતાને પંડિત વદે, પોતે અપંડિત છતે,
પોતાના કલ્પિત મતે, આડે અફલાય છે;
એવા એવા અલ્પ જન, નૈયાયિકાદિક અન્ય,
શાસ્ત્ર જાણનારા મન, ફોકટ ફૂલાય છે;
જાણે નહિ નિજરૂપ, બાળો ભ્રાંતિ તણા ભૂપ,
અંતે પડી અંધકૂપ, અતિ અકલાય છે,

પોથું ગણ્યું નહિ થોથું, ગોથે ખાધું ખુબ ગોથું;
ચેતનસ્વરૂપ ચોથું કેમે ન કળાય છે. ૧
નાસ્તિક ચાર્વાક તણા, અનુસારી આવી ઘણા.
દેહને આત્માજ ભણ્યા, કરેછે બેભાનમાં
તે મત માંહેના મળી, કોઇ ઈંદ્રિયોને વળી,
કોઇ પ્રાણનેજ ભલી-વિધ માને માનમાં;
માને મનનેજ કોઇ, કોઇ તો બુદ્ધિને સોઇ,
શૂન્યને માને છે કોઇ, શઠ અભિમાનમાં;
ભટ્ટ આદિ મત તો આનંદમય કોશ આત્મા,
એમ ભિન્ન ભિન્ન માને, કુતર્કોના તાનમાં. ૨
આત્મા તો છે એક આપ, અવિનાશી ને અમાપ,
છતાં મૂર્ખો કરે માપ, પાપના પ્રતાપીઓ;
અણુ પરિમાણ વાદી ગણે છે આત્માને અણુ,
દેહ જેવડોજ જાણે છે, દિગંબરાદિઓ;
વિભુ પરિમાણ વાદી, વદે છે આત્માને વિભુ,
એ પ્રકારે અનેક પોકાર પાડે પાપીઓ;
કોઈ જડ રૂપ કહે, કોઇ ચિજ્જડને લહે,
કોઈ તો ચિદ્રૂપ ચહે, મૂર્ખ મિથ્યા વાદીઓ. ૩
સ્વપ્ને ન સ્વરૂપ જાણે, મનમાની મોજ માણે,
પોતાને પોતે વખાણે, જાણે જગ જીતિઆ;
અજ્ઞાન ઉરે આરૂઢ, ગોતે ઈશ ક્યાંથી ગૂઢ?
સત્ય મિથ્યા માને મૂઢ, રૂડી ક્યાંની રીતિ આ?
યોગ મતવાળા માળા, પ્રકૃતિનો પ્રેરક જે,
પુરૂષ તે ઇશ્વર છે, કથે અથ ઇતિ આ;
તે તો અવિદ્યાદિ થકી, અસંગ ગણે છે નકી,
જીવની સમાન ઝકી, માને છે કુમતિ આ. ૪
ન્યારા વળી નૈયાયિક, કો'ના બાપની ન બીક,
યોગથી વધી અધિક, ઠીક ઠાઠમાઠમાં;
ઈશ્વરના જ્ઞાનાદિક. વદે ગુણો વાસ્તવિક,
અસંગને છે અઠીક, પ્રરકત્વ પાઠમાં;

તેમાં હિરણ્યગર્ભના, રહે નહિ બોલ્યા વિના,
ઘણા જણા ઘણા દિના, ઘોળાયા ઘોંઘાટમાં;
ઇશ જ્ઞાનવાન વડે, સૃષ્ટિઓ નવી નીવડે,
માટે હિરણ્યગર્ભ છે, ઇશ મારા હાટમાં. ૫
વિરાટ ઉપાસકો તો, વળી એમ વદે છે કે,
સ્થૂલ વપુ વિના સૂક્ષ્મ, દીઠો કેઈ વાટમાં?
હજારો હજાર શિરવાળો, ચક્ષુવાળો ભાળો,
ઇશ્વરનું ઇશ્વરત્વ, અમારા વિરાટમાં;
પ્રજા અર્થે ઉપાસે છે, તે પ્રજાર્થિઓ તો કે' છે,
સ્થૂલ વિરાટ પેઠે છે, કીટ કોટિ કાઠમાં;
હોય ના તે ઇશ કોઇ, છે ચતુર્મુખજ સોઇ,
બ્રહ્મ વિના ઈશ કોણ, ઉચરે ઉચ્ચાટમાં. ૬
વૈષ્ણવો વદે છે રયા, કમલથી બ્રહ્મા થયા,
કમલ વિષ્ણુ-વિજયા–નાભિથી થયેલ છે;
જાણુ બ્રહ્માનું કારણ, વડા દુઃખવિદારણ,
કર્ત્તા આયુધો ધારણ, વિષ્ણુ પરમેશ છે;
શૈવ કે' વિષ્ણુ ચરણ-શિવનાં ન શોધી શક્યા,
માટે વિષ્ણુ શાના મો'ટા? શિવજી મહેશ છે;
ગણપતિ ભક્ત ભણે, જીતવા ત્રિપુર પણે,
પૂજેલા શિવે સ-ગણે, ઈશ એ ગણેશ છે. ૭
એમ અન્યથા અન્યથા, અન્ય મતોવાળા મથ્યા-
મરે છે કરે છે કથા કુડી અભિમાનમાં;
મારણ ને ઉચ્ચાટણ, કોઈ તો વશીકરણ,
ઇત્યાદિક સિદ્ધિ પણ, સાધેછે સ્મશાનમાં;
ભૈરવ મૈરાલ માને, જોઇએ કો' શુણ્યો કાને,
અસંખ્ય મતોના શાને, સમજેજ સાનમાં?
અંતર્યામી થકી જડ, લગી ગણેછે આકડ,
પીંપલ ખીજડ વડ, દેવ વાંસ રાનમાં. ૮

## सवैया.

એ સહુ વાદીતણા કુવિવાદ વિષે નહિ સ્વાદ વિષાદ વિનાનો,

તે કરી દૂર બની બહુ શૂર સદા ઉપનિષદ સાર પિછાનો;
છે અવિવાદ કરો પ્રિય પાદ પઢી ખુબ યાદ પછી ભય શાનો?
સચ્ચિદ્ બ્રહ્મ ભવાની ભણે સુખરૂપ મહા મનમાં દૃઢ માનો. ૬

## કરજ કરી વરો કરનાર, કરાવનારનું વર્ણન.

### ભુજંગીછંદ.

અર્ભગાન પૂરી વિષે હિંદુઓમાં, હતો **દાંભિકાનંદ** દ્વિજોત્તમોમાં;
સ્થિતિ નિર્ધની ને પરીવાર મ્હોળો, સ્વભાવે ભલો ભાઈ ભૂદેવ ભોળો. ૧
હતો પુત્ર **મિથ્યાયશાનંદ** મ્હોટો, **અવિચાર્યજી** તેથી **શંભુજી** છોટો;
પ્રભુયે કૃપા પૂર્ણ કીધી જનોની, ધરી ના દયા દ્રવ્ય આપી દીનોની. ૨
ગુજારે દિનો મ્હોટી મુશ્કેલિ સાથે, પડ્યું અન્ન વસ્ત્રો તણું કષ્ટ માથે;
ભમી ભીખ માગે ન દે કોઈ કાંઈ, મળે જાજ રાંધી જમે ના ધરાઈ. ૩
વડીલો તણું દ્રવ્ય ઉદારતાથી, ઉડાવ્યું સુતા સુતના સુવિવાથી;
વિચાર્યું ન મિથ્યાભિમાની પણાથી દિનો નિર્ગમીશુ વિના દ્રવ્યશાથી? ૪
ફર્યા **દાંભિકાનંદ** ફોગટ્ટ ફૂલે, કદી તાવડી તો ચડે ઘેર ચૂલે;
થયુ મૃત્યુ તેનું સુણો એ સમામાં, પછીથી પડ્યા પુત્ર શી દુર્દશામાં. ૫

### મનહર છંદ.

ઘરમાં ન ઘંટી ખંટી વિના ખાળ પાડે બૂમો,
ભરિયો ભિચારો ચીંથરે એ હાલ ચાલેછે;
દિન ઉદયાસ્ત થતાં સુધી શૂરા છોકરાઓ,
ચપટી ચપટી રટી રટી તેને આલેછે;
શાક ઘી સહિત ઘેર સાંસા પડે શીરાવાના,
મમરાવે પરઘેર ત્યારે ભત્તું ભાળેછે;
વાળ વધ્યા પણ પાઈ મળે નહિ મુંડાવાને,
એવી રીતે માત્ર ખાલી ઘરમાંહિ મ્હાલેછે. ૧

### દોહરો.

દ્વિજ **દાંભિકાનંદની**, પડી દેહ જે દિન.
તે દિનથી દ્વારે અડ્યા, દ્વિજો સકલ નિશદિન. ૧

## ચોપાયાછંદ.

એ ત્રણ દા'ડા થયે ભૂદેવો, ભોજન વાત ચલાવે;
મરનારાનાં મનુષ્ય તણી સ્થિતિ લક્ષવિષે નવ લાવે. ૧
કોઇ કહે એ કયાંથી કરશે, શિરાવવાના સાંસા;
બોલ્યો બીજો રે' છાનો તું, જો જે થાય તમાસા ! ૨
રે'વાનાં ઘર મુકે ઘરાણે, નહિ તો વેચી મારે;
પણ આપણને ખવરાવે, સુરમેશ્વર ઉપર ધારે. ૩
તે નિશ્ચય કરતા સમજાવી, સહુને ખૂબ ચડાવો!
ઘણા દિવસથી ઘી ચાખ્યું નથિ, આ અવસરે ઉડાવો. ૪
એ રીતે જ્ઞાતીના લોકનિ, શુભવાણી શુણિ કાને;
**મોદીકેશ્વર મ્હેતાયે** કહ્યું, દાંભિકના દિકરાને. ૫
કેમ અલ્યા ! નોતરાં લખ્યાં નથિ, આજલગી ભાઇ શાથી?
પછી પ્રવેશ થશે પંચકનો, બાળકને મુજ કયાંથી. ૬
વારૂ, પણ કાકી **ધનકોર** શું, નથી સમજતાં કાંઇ;
લાવ અમે લખિયે મળિને સહુ, કયાં કાગળ ને શાઈ? ૭
**અવિચાર્યજી** કે'છે કાકા ! લ્યો, હમણાં હું લઇ આવું;
**હર્ષભટે** ત્યાં હા ! હા !! કરતાં, ઝટ જાવા સમજાવ્યું. ૮
**કપટેશ્વર** વળિ આવી કે'છે, "કાકી ગાંડાં કા'ઢે;"
"જરી નજર નાખી નથિ પ્હોંચતિ, શું કરિશું આદા'ડે" ૯
એ શુણિ **મિથ્યાયશઆનંદી**, પુત્ર હતો જે મ્હોટો;
વચમાં અવર વધો સરોશે, વિચાર છે એ ખોટો. ૧૦
સમજૂ વૃદ્ધ તમો સહુ તેથી, રસ્તો બેશ બતાવો;
જેથિ કુલીન કુટુંબિ અમોને, મળે સુયશનો લા'વો. ૧૧

## હરિગીત છંદ.

શુણિ વાણિ પુત્ર વડા તણી ખુબ હર્ષ હૈયામાં ધર્યો,
પછિ એજ **મોદીકેશ્વરે** ઉપદેશ અતિશય આદર્યો;
તું છે વડો ગુણવાન નથિ નાદાન કહ્યું મુજ માનજે,
ત્હારૂં ત્રિમાતુળ શુદ્ધ કુળ આ મૂળથીજ પ્રમાણ જે. ૧
જેને હતા **જયનાથ** દાદા ને **ભુલેશ્વર** ભાઇ રે,
તેની પછાડી જે ક્રિયા કરિ તે રહી વખણાઇરે;

દીધેલ લાણું તાસ અભરામીતણું ત્હારે ઘરે,
તેની વડાઇની વાત આખી નાત નિત ગાયન કરે. ૨
તો આજ આ પ્રાંજળ પિતા ત્હારા સુધા સંસ્કારિ ને,
ભોળા ભલા બ્રહ્મા સમાન કરો ક્રિયા તે ધારિને;
ખાસ્સી ગજેથી નાતને ભલિભાત ભોજન ભાવથી,
દેવું ઘટે વળિ લાણું પણ કરજે અતી ઉત્સાહથી. ૩
જોજે તૂં કોઇ તણી કુશિક્ષાથી કદાપિ ચાલતો !
આ ઊંચ કુળ નિરમૂળ કરિને નામ ઉજળું ટાળતો ! !
નથિ પાસ પૈસો તેથી તું કદિ દીલમાં નહિ ત્રાસતો !
ઘર ઉપરે લઇશું ઘણા તું થઇશ ગાંજ ઉદાશ તો. ૪

## ઇંદ્રવિજય છંદ.

આ સઘળું મરનારતણા સુત શંભુજીયે શુણ્યું ભાષણ ભારે,
ત્યાં ખુબ ક્રોધ ચડ્યો ચિતમાંહ અરે ! અંહિ દુષ્ટિ શિવષ્ટિ વિચારે;
તત્પર સ્વોદર પૂર્ણ થવા દ્વિજ રાક્ષસ પારકું કષ્ટ ન ધારે,
આ અમને રઝળી મરવા મતિ દૈ નિજ દુંડિ વધારવિ ધારે. ૧
શું કરૂં નાંહિ ઇલાજ જુવો જુઠિ લાજ તણો શિરતાજ ધરેછે,
ભાઈ વડીલ અરો મતિનો અરિ પૂલણ માફક પૂલિ ફરેછે;
ને **અવિચાર્યજી**ને ન વિચાર મને વય બાર ગણી નનરે છે,
મ્હારૂં કહ્યું કરૂં કોઈ ગણે નહિ સૌ મળિ જ્યાં બકવાદ કરેછે ! ૨

## દોહરા.

તો પણ ક્રોધાવેશમાં, વધો **શંભુજી** વાણ;
ઓ જ્ઞાતિજન સહુ તમો, નથી સ્થિતિથિ અજાણ. ૧
ઘરનાં ચાટે ઘંટિ સહુ, એવી દશા કનિષ્ઠ;
ત્યાં આવી ભટ ભાવથીપૂરણ માગે પિષ્ટ. ૨
કહો ક્યાંથી એ આપશે ! વિચારશો મતિવંત;
માટે ગજા પ્રમાણ કહો, ટાળી મિથ્યા તંત. ૩
બહુ દિનથી લાંબા નળા, ખાલિ પડેલા ખૂબ;
મિષ્ટાન્ને કાર પૂરવા, તર્ક રચ્યો તાજૂબ ! ૪
વ્યાળૂ વદશે વિપ્રને, પણ અમને અતિ હાણ;
શીદ અમારો કાઢવા—બેઠા ઘડિમાં ઘાણ. ૫

## સવૈયા એકત્રિશા

ત્યાં ભટ **ભુક્તાનંદ** ભણેછે બકબક કર માં! તું છે બાળ,
નાત રીતિ કશિ સમજે શું તું? હજૂ પડેછે મુખથી લાળ;
જેને ઘેર અસંખ્ય દ્વિજોની પંક્તિ જમતી બહુ બહુ વાર,
તે શું! તેજ ઘરે બાવન પણ પૂરા થાય નહિં આ વાર!! ૧
એ શું વાત નહીં જેવીછે? દિક્ષિતનું ઘર ઉમદા આદ્ય!
જ્ઞાતિતણું ભૂષણ **ભૂલેશ્વર** જેના વાજે જયના નાદ;
શું તેઓનું ડુબાવવું છે? નાગ મુરખના જાગ કુપાત્ર!
ત્યાં તો **તડાકનંદ ત્રવાડી** કહેછે સાચી છે એ વાત. ૨
કેમ **ક્ષુધાશંકર** નથિ વદતા? દિગમુઢ સમ દેખો ટક ટક્ક,
કાલ પરગનાં જન્મેલાં શું! નાત વચે બોલે બક બક્ક!!
તું પણ મિથ્યાયશ! આ સમયે સમજૂ ગઇ કયમ બેઠો ચૂપ,
શરમ તને છે મ્હોટો તેથી ખરચ ખુશીથી અતિશય તૂપ. ૩
વખાણ ખોટાં શુણી વધ્યા ત્યાં પુત્ર વડા **મિથ્યાયશનંદ**,
મુંજાઓ છો ભઈ શામાટે સહુ શોચ તજી લ્યોની આનંદ;
રે'વાનાં નળિયાં વેચી દઉં ફરૂં વિટાળી કકડો અંગ,
પણ ઉત્તમ નહિ નાગ ડુબાવું જોઇ રહો રાખુંછું રંગ! ૪
માતપિતાનું ઉત્તર કારજ વળી વહુનું શુભ સીમંત,
આવે નહિ ફરિ ફરિને કદિયે માટે કરવું રાખી ખંત;
ઘર વેચી કરવાનું ધાર્યું વિચારહિન મુરખે તે વાર,
સહર્ષ થઈ મ્હોટાઇ ગતાગા જેમ ગૃહસ્થ અતી ઉદાર. ૫
દ્વિજ નિર્દય દુષ્ટોયે અતિશે જેમ ચડાવ્યો ચડયો અપાર,
મિથ્યાયશમાં ગરગુલ બનિને વિપ્રપ્રતિ પછિ વદે વિચાર;
ચાલો **લહેરેશ્વર કાકા ને હિંમતરામ** તમે સહુ સાથ,
જે જોઇએ તે ખરિદ કરીલ્યો હગાણાં મળીને હાથો હાથ. ૬
સર્વે શોભા છે જ્ઞાતીની માટે શ્રમ કરિલ્યો સાબાશ,
જ્ઞાતીલા સહુ કે'છે "મ્હારી ઇશ્વર પૂર્ણ કરો સહુ આશ;
ચીજો સર્વે ચૌટામાંથી લેવા ચાલ્યા થઈ રળિયાત,
ત્યાં **પંડ્યા ઘૃતપ્રિય** પછિથી કહે "શુણજો મ્હારી છેલ્લી વાત. ૭
બીજી ચીજ ભલે લેજો પણ ઘૃત લેજો દેશી શ્રીકાર,

પત્રાલીમાં પડતાં ઝટપટ હરિ જાતાં લાગે નહિ વાર;
તેવું ખાસ્સું મજેનું લેવું જમિને દ્વિજ જન રાજી થાય,
પછિ **દાંભિક આનંદ દવેની** કીર્તિ સ્વર્ગ વિષે વખણાય." ૮
એ રીતે ભૂદેવો ભાવિક ભોજન મળવાનાં તે ગાટ,
ફાંદો ફેરવતા ખુબ ખુશિમાં ફરે અહીં તહીં તજી ઉચાટ;
અહીં હવે **મિથ્યાયશાનંદે** સામગ્રી કીધીછે સજ્જ,
રસોઇ કરનારાને કે'છે કરજો ધીરજ રાખી ધજ્જ. ૯
**લહેશ્વર પહેશ્વર પંડ્યા** ગંડ્યા મોખરિ લઈ અલમસ્ત,
**શઠેશ્વરે** ચુરમેશ્વર શેક્યાં **ભુડથલલાલે** બીજી વસ્ત;
**ખરશંકર** આદી કરનારા તેમાં શી ખામી કહે કોય,
**ગોધાના પિર પાગડશાનો** જાણે મલિદો બનિયો હોય! ૧૦

## ઉપજાતિછંદ.

દ્વિવેદિની જ્યાં થઇ દ્વાદશા ત્યાં, વિપ્રોતણાં વૃંદ સહૂ ધસ્યાં ત્યાં;
ભલી કડે કામળિયો કશી છે, જો જેષ્ટિકા સ્કંધ કરે વશી છે. ૧
ધરી સહૂ સુંદર દોરિ લોટા, પંથે પડ્યા દૂરથિ કાંઢિ દોટા;
કરી ખરી ખાખરની ખુવારી, ગુંદાજીની ગુંદિ કરીજ ભારી. ૨
ભલા બિડી પત્રતણાજ ભાથા, ગાતા ગળી થેપલિનીજ ગાથા;
અહો સહૂ એવિ રિતેજ આવ્યું, રે પ્યાદલે ગામ બહૂ ગજાવ્યું. ૩
હજૂ જુવો દૂર ભૂદેવ ભાવે, જાણે સૂરા સૈન્ય સજી શું આવે!
ચડાઇ ચૂર્મેશ્વર ઉપરે આ, આવ્યા કરી ભુક્ત ભટો અરે આ. ૪
પ્રવેશમાં પાદરથીજ લાખો, વીખ્યાં છજાં કૈકતણીજ પાંખો;
પછી પુરીમાં જઈ ફોજ જેની, પત્રાળિની ઢાલ સજે મજેની. ૫
હજૂ સહૂ સાવધ થાયછે ત્યાં, **મિથ્યાયશાનંદ** વળી વદે ત્યાં;
અહો! દ્વિજો ભાગ્ય સુભાગ્ય મ્હરાં, જે દર્શનો આજ થયાં તમારાં. ૬
કરો તૈયારી ઝટ સ્નાનનીરે, વેળા થવા આવિછ સાંજનીરે;
કહેછ ત્યાં તો પડિ પંક્તિ પોળે, નાહ્યા કઇ કૈક રહ્યાજ શોળે. ૭
પુરી રહી નાહિ જરી અધૂરી, જ્યાં જૈ જુવો ત્યાં દ્વિજ પંક્તિ પૂરી;
શરૂ થયું પાત્ર પરીશવાનું, બીજા જનોને બન્યું નિર્ખવાનું
ભલા ભૂદેવો તણિ પંક્તિ ભાળી, આશ્ચર્ય પામ્યા જન ગર્વ ટાળી;
"મહા ગૃહસ્થો થકિ ના થવાયે, ભિક્ષુકના તુલ્ય ખરે વરાયે."

### તોટક છંદ.

કરિ તાસ સમાન મજેનિ ખિલી, લિધિ પાસ જુવો પતરાળિ લીલી;
અતિશે સુરમેશ્વર માંહિ ભર્યાં, ઘૃત તાંબડિ ધારથિ જાય તર્યાં. ૧
ખુબ ચોળિ મચોળિ કરે કચર્યું, જયમ ગારિયું ગારનું હોય કર્યું;
પતરાળિ નિચે જગ કૂપ ભરી, ઠરવા કરિ યુક્તિ ઉમંગ ધરી. ૨
દડિયા દ્વિદળા દશ શેર તણા, ભરિ પાસ ધર્યા રહિ નાહિ મણા;
**રસિકેશ્વર** સ્વાદુ કરી ચટણી, જમવા લિધિ લ્હેઝતદાર ઘણી. ૩
રસિયા કઇ તો લેઇ રેંગણને, ભડથું કરિ ભાવથિ રાખ્યું કને;
કઈ તો લઈ માખણિયાંજ મુળા, પતરાળિ વિષે કરિયા ઢગળા. ૪
સુરમેશ્વર ખાઈ શકાય બહૂ, ઉપચાર કરે દ્વિજ તેથિ સહૂ;
કશણી સુરમું પછિ પંક્તિવિષે, ઉઠિ કૈક ગયા મળવાજ મિષે. ૫
કયમછે ભટજી! ખુશિમાં સહુછે?' કયમ! ભાઇ ન આવિ શક્યા કશુંછે?"
કયમ વ્યાસજી! આશન ક્યાં કર્યુંછે?" જઇ જોઇ પુછે 'ન ઠર્યું ઠર્યુંછે?"૬
વડિલો થઈ નાતતણા કઈ તો, કરતા તજવીજ ફરે તહીં તો;
'પરિશાયું નથી! અહિયાં પરિશો!! કયમ પીરસનાર શું સુસ્ત દિસો!!!'૭
ખરચાળ [illegible] શિ ધારિત લ્હેદે, ખરચો ખુબ તૂપ સુ વાણિ વદે;
મિથિયાયશ [illegible] સહર્ષ થતો, ધરિ મોટપ ફૂલિ ફરે ફરતો.. ૮
દ્વિજ સૌ મળિ ખુબ વખાણ કરે, 'યતિ આવિ આ રીતિ આધ ધરે;
ધનછે ધન **દાંભિકના** સુતને, દ્વિજ ભોજન કોણથિ થાય! અને-૯
ધરિ હિંમત હોંશથિ કોણ કરે? કુળદીપક ધન્ય તને ધનરે !!
જળ રેલ પડે ઘૃત ધાર વહે, મન ખુલ્લું મુકી યશપ્રાપ્તિ ચહે" ૧૦
જમતાં જમતાં સુવખાણ કરે, ગ્રહી સેરતણા ત્રણ ગ્રાસ ભરે !;
પુરિનાં જન તો સહુ જોઈ રહ્યાં!! ઝટ પાતળ ખાલિ દ્વિજે કરિયાં !!!૧૧
નહિ ગર્જ કશી રહિ ભાતતણી, જમિ ઉઠી ગયા નિજ સ્થાન ભણી;
દ્વિજ સૌ દિન બે લગિ ભુક્ત કરી, કરવા વળિ લાણું ઠરાવ્યું ફરી. ૧૨
લઈ લાણું જૂદો વિદાય થયા, **મિથિયાયશનંદ** વિગાસિ રહ્યા;
અતિ હર્ષ હતો ઉશકેરણિથી, પણ જાણ પડી પછિ પાછળથી. ૧૩

### વસંતતિલકા છંદ.

ક્રિયા દ્વિવેદિનિ ગયે દિન બે થયા જ્યાં,
સૌ લ્હેણદાર લઇ નામુંજ આવિયા ત્યાં;

ઠેકાણું પાસ પઈનું નહિ કાંઈ, જેથી,—
ફર્યાદિયો પડિ પછી થઇ જો ફજેતી, !! ૧
જેને હજાર ફિટકાર જનો વદે રે,
દોરાય દ્વિજ દરરોજ અદાલતે રે;
હાથે કરી અકથ દુઃખ ખરીદિ લીધું,
કોર્ટે ખરું હુકમનામુંજ તુર્ત કીધું. ૨
જેથી થયું જરૂર એ ઘર જપ્ત જ્યારે,
ઘંટીય બંટિ કંઇ નીકળિયું ન ત્યારે;—
કાંડે કશી પછિથિ તો સકુટુંબ કા'ડ્યો,
આવ્યો ન કોઈ ભડવીર ભૂદેવ આડો. ૩
ડુંડી પિટાવિ ઘર તો હરરાજ કીધું,
ઉત્પન્ન દ્રવ્ય થયું તે સહુ વ્હેંચિ દીધું;
આ ભાઇ તો ભટકતાજ રહ્યા ભિખારી,
ગાળે દિનો પરગ પોકરશ્રાદ્ધ સારી!! ૪

**દોહરો.**

પોતે પુત્ર પ્રિયા મળી, પૂર્ણ કરે પોકાર;
અન્ન ઉદકથી ટળિ ગયાં, ગયાં ટળી ઘરબાર. ૧

**લલિતછંદ.**

ઘર હતું અરે એક તે ગયું, રઝળવું હવે રાનમાં રહ્યું;
પ્રભુજી શી મતી આપિ તે સમે, સમજ ના પડી તે હવે દમે. ૧
મળિ મહા દ્વિજો દુષ્ટ તેમણે, ભ્રમવિ ચિત્તને ભોળવ્યો મને;
સુયશ પ્રાપ્તિની હોંશથી હુંતો, સળગતી અતી ગ્હે વિષે સુતો. ૨
કુમતિ આપિ ત્હેનું બુરૂં થજો, જરૂર દુષ્ટનો વંશ રે જજો;
વિબુધને દઇ બોધ લાગતો, ભવતણો કિધો ભીખ માગતો. ૩
ખબર તો પછીથી પડી ખરે, અરર તે સમે ના વિચાર્યું રે;
સુમતિ **શંભુજીની** ન મેં ધરી, મુરખ હું વિમાસું ફરી ફરી. ૪
દિવસ દુઃખના વેઠિયા સદા; સ્વપનમાં સુખી ના થયા કદા;
અરર વસ્ત્ર ના સ્રીતને* ગળે, ભુખથિ બાળ ટાંઢથિ ઠગવળે. ૫
સખત દુઃખ દેખ્યું ન જાય રે, વગર અગ્નિયે લાગિ લાય રે;

*સ્રીના શરીર ઉપર.

પડની આ નથી કેમ કાયરે! અરર હાયરે!! હાય હાયરે!! ૬

### શિખરિણી છંદ.

તહાં આવી કોઇ સુજન શ્રવણે શબ્દજ પડે,
રડે શાને ભાઇ શુણ્ થઇ થવાની તુજ વડે;
ગયા સૌ સ્નેહી ક્યાં? ધુળ ફકવિ શું શાંતજ થયા ?
રહ્યા છો એકીલા, કયમ જરિ ન ત્હારી ધરિ દયા. ૧
"ભલે દુઃખી થાઉં રઝળિ મરિ જાઉં પણ ભલે,
તથાપિ સદ્ક્રિયા પિતુતણિ કરું આ શુભ પળે;
લહુ આશીષો હું વળિ અચળ કીર્ત્તિ લહું બહુ."
અરેરે ! એ બોલ્યું તુજતણું ગયું ક્યાં વહ્યું સહુ. ૨
હવે આ ચાખો સૌ અતિફળ મળ્યું આશિષતણું,
નડ્યું એનો નિશ્ચે મુરખ તુજ મિથ્યા યશપણું;
ચડાવી સર્વે તો ગિરિવિ ગગડાવી દુર ગયા,
અરે એ દુષ્ટોના દઠર દિલમાં હોય ન દયા. ૩

### અનુષ્ટુપ્ છંદ.

શુણી સજ્જનની શિક્ષા, પડે છે તેમને પદે;
એ મિથ્યયશ આનંદી, વદે છે કંઠ ગદ્ગદે. ૧

### સોરઠો.

ભલું કહોછો ભ્રાત ! વાત સત્ય સમજાય છે;
પસ્તાવો પશ્ચાત્, થાય હાય હું શું કરૂં

### શાર્દૂલ વિક્રીડિત છંદ.

જ્ઞાતીનાં સહુ લોક આ શુણિ પછી શું મશ્કરીઓ કરે !
"મુર્ખે ચિત્ત વિચાર્યું ના પ્રથમથી થાયે શું રોઇ મરે ! !
કોઇ કૂપ વિષે કહે ઉતરવા શું કોઈ કૂપે પડે ?
કોઇ કહે શુળિયે તું ભાઇ ચડિજા ! શું કોઇ શૂળે ચડે? ૧
આ તો અક્કલનો અરિ ખુશિ ધરી સૌએ ચડાવ્યો ચડ્યો,
ત્યારે તો પડ્યું પછીથિજ રહ્યું જે કષ્ટ કૂપે પડ્યો."
પ્હેલાં જે જઈને વખાણુ કરતાં તે આજ નિંદે સહુ,
માટે હું ધરિ દિલ્ગિરી સ્તુતિ કરી સર્વે જનોને કહું.

આવું કોઇ કદી ન કાર્ય કરશો સ્વજ્ઞાતિ લેજો સુણી,
આ **મિથ્યાયશનંદ**ની ઉલટતા કહો છેલ્લિ કેવી પુણી?
પાસે દ્રવ્ય દિધુંછ પૂર્ણ પ્રભુએ તે તો કરો સૌ ભલે,
જે કર્જે લઇ શક્તિ વીણુ કરશે તેની થશે આ વલે. ૩
છું સ્વજ્ઞાતિ શુભેચ્છુ સેવક સદા રાખુછું એ આશરે,
સર્વે ચાલ કુચાલ તૂર્ત તજી દો કષ્ટો થશે નાશ રે;
કહે ઔદિચ્ય ભવાનીશંકર હવે ઘોઘા વિષે વાસરે,
રે'વું મૂળ વળા નરોત્તમસુત સ્વજ્ઞાતિનો દાસ રે. ૪

---

# શ્રી.

## શ્રી સંસ્થાન ભાવનગરના માજી મુખ્ય દીવાન મેહેરબાન ગૌરીશંકર ઉદયશંકર ઓઝા સી. એસ. આઈ., એમણે સન્યસ્ત ધારણ કર્યું તે પ્રસંગે રચેલી કવિતા.

### શાર્દૂલ વિક્રીડિત છંદ.

છે જે જાતિ અસંખ્યમાં મનુષની તે પામવી દુર્લભ!
તેમાં બ્રાહ્મણ જાતિ જેહ મળવી તે તો મહાદુર્લભ!!
તે પામી કરિછેજ શાસ્ત્ર સમજી આ જન્મસાફલ્યતા,
ગૌરીશંકર ધન્ય ધન્ય અતિશે છે ધન્ય માતાપિતા. ૧
જેણે આ જગમાં સુજન્મ ધરિને કીધાં સુકૃત્યો સદા,
પ્રાણીમાત્રતણાં ન દીલ દુખવ્યાં દીધાં સુખો સર્વદા;
શાંત્યૌદાર્યદયાદિ સદ્‌ગુણવડે શું શ્રેષ્ઠ શોભી રહ્યા!
જેનો રાજી થઈ જનો જય વદે આબાલવૃદ્ધો અહા! ૨
શ્રીભાવાખ્યપુરેશના * પ્રિય અને વિશ્વાસુ આમાત્ય † જે,

* શ્રી ભાવનગરના રાજાના. † પ્રધાન.

જેણે રાજ્યતણો પ્રકાશજ ઘણો કીધો જુઓ આજ જે;
મોટારાજ્યનરેંદ્ર સૌ સ્તુતિ કરે જેના મહાજ્ઞાનને,
મહારાણી સરકાર પ્યારથી ચહે આપી મહામાનને[1].

## ગીતિ છંદ.

વિજય[2] અને અક્ષય[3] યશ[4], આજે શ્રીતખ્તસિંહરાજ્યતણી;
સેવા સન્નિધાથી, કીધી પ્રીતે પ્રતાપી મંત્રિ બણી. ૧
લોકપ્રિય નૃપ અપ્રિય, જો પ્રિય નૃપને, ન તો જન પ્રિય છે;
પણ આ સત્પુરૂષ જુઓ! રાજા તેમ પ્રજા તણા પ્રિય છે !!!૨
જે રાજ્ય હતું પરાધીન, તે સ્વાધીન[5] કરી સોંપ્યું નૃપને;
ઇત્યાદિક મહાભારત—કામો કીધાં સહી અતિ શ્રમને. ૩
આવા કો ન થયાછે, થશે ન કો શ્રેષ્ઠ ગગાભાઇ સમા,
ધન્ય સુધીર પુરૂષને, આપું શોધી સુઉચિત શી ઉપમા. ? ૪

## મંજુભાષિણી છંદ.

કહુંછું ન આ અતિશયોક્તિ હું કરી,
જનસર્વઅંતર યથાર્થ છે વરી;
શિરછત્ર છે અતિપવિત્ર સર્વના,
શુભદર્શનેથિ દિન સર્વ પર્વના. ૧

## ગીતિ છંદ.

સ્વસુત સમ સહુ ઉપર છે, ગૌરીશંકરની સમદૃષ્ટિ સદા;
શુદ્ધ શુભેચ્છક વૃત્તિ, ભોળાશંભુ સ્વયંભુ સમ સુખદા. ૧
મહદધિકાર મળ્યે પણ, મોટપ માન સમૂળ મળે ન ઉરે;
એવા જન વિરલા છે, ગૌરીશંકર સમ આ ક્ષિતિ[6] ઉપરે. ૨

## મંજુભાષિણી છંદ.

પરિતાપતપ્તજનને કદી જડે, જળ છાંય તૂર્ત સુખ શાન્તિ સાંપડે,
ત્યમ સર્વને પ્રિયગગાભઇતણી, શુણતાં સુવાણિ સુખ શાન્તિ છે ઘણી.

## શાર્દૂલવિક્રીડિત છંદ.

છોડયો છે અધિકાર સુંદર છતાં પ્યાતિ વધી છે ખરે,

---

૧ સી. એસ. આઇ. નો ક્તિાબ. ૨ વિજયસિંહજી. ૩ અખેરાજજી અથવા દાજીરાજજી. ૪ જસવંતસિંહજી. ૫ સંવત ૧૯૨૨ માં ઇંગ્રેજી કાયદાની સત્તા ઉઠાડી. ૬ પૃથ્વી ઉપર.

જેની નિર્મલકીર્તિ છે ચળકતી શ્રીદેશદેશાંતરે;
આવા વીર સુધીર આ જગતમાં જોતાં જવલ્લે મળે,
ગૌરીશંકરજી ઘણુંજ સુખથી જીવો પ્રતાપી ભલે. ૧

### શિખરિણી છંદ.

સદા બોલ્યું પાળ્યે સુદઢ નિરખ્યા રામ સરખા,
યયાતિ શ્રીરાજા સમ પરમધર્મિષ્ઠ પરખ્યા;
કરે રક્ષા આવે શરણ જન તેની શિબિ[1] સમી,
સુકીર્તિ જો જેની ભરત[2] સમ વિશ્વે રહિ રમી. ૧

### શાર્દૂલવિક્રીડિત છંદ.

જેવા ઉત્તમ વ્યાવહારિકવિષે વૃદ્ધે વખાણ્યા ઘણા,
તેવા પૂર્ણજ પારમાર્થિકવિષે જોતાં ન તેમાં મણા;
બેમાં એક અશક્ય છે. સુધરવું તો કેમ બે સૂધરે,
બંને સાંગઉપાંગ સિદ્ધ કરિયાં સોત્સાહ[3] ને સાદરે. ૧

### સ્રગ્ધરા છંદ.

લીધો સત્સંગ શોધી સહજ સુગતિથી પૂર્ણ સદ્‌બોધ સાહી,
ગાળ્યોછે સ્નેહ સાથે સદય સમય સન્માર્ગ સચ્છાસ્ત્ર માંહી;
બ્રહ્માત્મૈકત્વનો નિશ્ચય દૃઢ સમજ્યા સાધનો સર્વ સાધી,
દીઠે સોપાધિવાળા પણ સમજિ જુઓ છે ન એકે ઉપાધિ. ૧
જેની અત્યુગ્રશક્તિ સ્મરણતણી કથા વર્ષ સોયે ન ચૂકે,
જેથી સચ્છાસ્ત્રનો છે અનુભવ અતિશે પંડિતો શું વધૂ કે[4]?
છે જેઓ પૂર્ણરીતે કુલ વય યશ ઇત્યાદિમાં વૃદ્ધ ભારે,
જેણે સંપ્રાપ્ત કીધા પરમજ પુરૂષાર્થો અવિચ્છિન્ન ચારે[5]. ૨
જૂઓ પૂર્વે થયેલા જનકનૃપ તથા યાજ્ઞવલ્કયાદિ જેવા,
વિદ્યારણ્યાખ્ય સન્યાસી વિજયનગરે માધવાચાર્ય એવા;
તેવા સંપૂર્ણ આ શ્રેષ્ઠપુરૂષ નિરખો શ્રીગગાભાઈ આજે,
જૂઓ પૂર્ણપ્રતાપી નરતનુ ધરિયું લોકકલ્યાણ કાજે. ૩
છે સન્યાસી સમાને પણ પટ પલટી શાસ્ત્રના સંપ્રદાયે,
કીધો સન્યાસ[6] સર્વે સુત જન ધનની ઈષણાનો[7] સદાયે;

---

૧ શિબિરાજા. ૨ ભરતરાજા. ૩ ઉત્સાહ તથા આદર સાથે. ૪ કહે. ૫ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ. ૬ ત્યાગ. ૭ ઇચ્છાનો.

અત્રે તો પૂજ્ય તે છે પણ સુરપુરમાં[1] પૂજ્યનાપૂજ્ય પેખું;
આહા! આવા મહાત્મા અવની ઉપર આ દૃષ્ટિએ એક દેખું.૪

## રાગ જંગલો.

જન્મ ધર્યો તે આતું નામ પ્રમાણ, પ્રાણી હો જન્મ ધર્યો તે. ટેક.
જેણે જનપ્રિય થઈ જગમાંહે, કરિછે સુકીર્ત્તિની કમાણ[2] પ્રાણી હો.જન્મ.૧
જેને સુખ સંતતિ સંપત્તિ, છે ચિરઆયુ સુજાણ. પ્રાણી હો. જન્મ. ૨
ઉત્તમ અધિકારાદિ સંપાદન, કરિને શોભેછે સગભાણ[3] પ્રાણીહો જ.૩
ત્યમ સમજ્યા સ્વાત્માને સ્નેહે, પામવા પદ નિર્વાણ[4] પ્રાણી હો.જ. ૪
જન્મ મરણ[5] સંસાર ઉદધિને, તરવા મેળવીયું છે વાણ. પ્રાણીહો.જ.૫
લેઈ સંન્યાશ્રમ લીધીછે, ઉદધિ ઓળંગવાની લાણ. પ્રાણીહો.જ.૬

## ઇંદ્રવજ્રા છંદ.

સાક્ષાત્પરબ્રહ્મસુખસ્વરૂપ, જાણી કરી દર્શન એકરૂપ;
નારાયણાર્યે નમું ઓં વદીને, શ્રીસચ્ચિદાનંદ સરસ્વતીને[6]. ૧

## પદ-રાગ જીલ્લો.

"મેરો ગિરધર ગોપાળ દુસરો ન કોઈ." એ રાહ.

ધન્ય ઘડી ધન્ય ભાગ્ય ધન્ય ગગાભાઇ,
ઉભયલોકને સુધારી કરી શ્રેષ્ઠતાઇ. ધન્ય૦ ટેક.
ભાવનગર રાજ્યદ્રવ્ય સદ્વ્યય સુખદાઇ,
ધન્ય છે મહાનુભાવ ભૂપની ભલાઈ. ધન્ય૦ ૧
ધન્ય માતૃપિતૃભક્ત વિજય[7] પ્રભાભાઇ,
ધન્ય નાત નાગરીની નાંગના ગવાઈ. ધન્ય૦ ૨
ધન્ય સર્વ દર્શનાર્થ આવ્યાં જન ધાઈ,
ધારિને સહર્ષ આથી શી વડી વધાઇ. ધન્ય૦ ૩
બ્રહ્મનિષ્ઠ સેવનાદિ થાયછે સદાઈ,
ધન્ય ભાગ્ય છે ભવાનીશંકરનાં ભાઈ ! ધન્ય૦ ૪

**રચનાર ભવાનીશંકર વિ૦ નરોત્તમ, દ્વિવેદી.**

ભાવનગર સંવત્ ૧૯૪૨ અષાઢ સુદિ ૧૧ ચંદ્રવાર.

———ooo———

૧ સ્વર્ગમાં. ૨ કમાણી. ૩ સૂર્યસરખા. ૪ મોક્ષ. ૫ જન્મમરણરૂપ સંસારસાગરને. ૬ ગગાભાઈએ સ્વામી થતાં જે નામ ધારણ કર્યું તે. ૭ વિજયશંકરભાઈ તથા પ્રભાશંકરભાઇ.

શ્રી

# પુણ્યપાવનાખ્યાન.

## મંગળાચરણ.

### ઇંદ્રવજ્રા છંદ.

શ્રીસચ્ચિદાનંદ મહાસમર્થ,
જે ઓળખે અસ્ત બને અનર્થ;
અંતર્મુખે જે ઝટ ઓળખાય,
તે હું પરબ્રહ્મ ભજું સદાય. ૧

### દોહરા.

અનાદિ કાળથકી ટળ્યું, સ્વસ્વરૂપનું ભાન;
કષ્ટરૂપ કે'વાય તે, મૂલ-મહા-અજ્ઞાન. ૧
સમૂલ તેને ટાળીને, આત્મતણો અપરોક્ષ[૧];
કરાવનારૂં જ્ઞાન[૨] છે, જ્ઞાનવિના નહિ મોક્ષ[૩]. ૨
જ્ઞાનતણાં સાધન ગણો, વિવેક[૪] ને વૈરાગ્ય[૫];
તેને સંપાદન[૬] કરે, હોય મહા-શુભ-ભાગ્ય. ૩
તો મારૂં તારૂં ટળે, સત્ય અસત્ય જણાય;
શોક મોહ સહુ નિશ્ચયે, નાશ સમૂલા થાય. ૪
એ સંબંધિ પુરાતની, શુભ આખ્યાન સુહાય;
ગ્રંથ યોગવાસિષ્ઠનાં, પ્રકરણ ઉપશમમાંય. ૫
વસિષ્ઠમુનિએ રામને[૭], કહેલછે બહુ બેશ;
પાવનને પુણ્યે કર્યો, યોગ્ય મહા ઉપદેશ. ૬
એ ઉપરથી આ સ્થલે, "પુણ્યપાવનાખ્યાન;"
પ્રાકૃત પદ્યાત્મક રચ્યું, ગ્રહણ કરો ગુણવાન. ૭

---

૧ હાથમાં રાખેલી વસ્તુની પેઠે જે યથાર્થ જણાય તે. ૨ જીવ અને બ્રહ્મનું એકપણું જાણવું. ૩ દુઃખરૂપ સંસારથી છુટવું, અર્થાત્ પુનર્જન્મ થાપણું નહિ. ૪ જડ તથા ચૈતન્યનું સ્વરૂપ યથાર્થ સમજવું. ૫ શરીર વગેરે સર્વ દુઃખદાયક મિથ્યા છે એમ સમજીને તેમના ઉપર જે અપ્રીતિ થવી તે. ૬ મેળવે. ૭ શ્રીરામચંદ્રજીને.

પવિત્રરૂપ વિચિત્ર છે, ઉત્તમ આ ઇતિહાસ;
શોક ટળે સહુ જો સુણે, રાખી દૃઢ વિશ્વાસ. ૮

## હરિગીત છંદ.

આ શ્રેષ્ઠ જંબૂદ્વીપમાં અતિસુંદર સ્થળને વિષે,
છે વનઘટાવાળો રૂપાળો ગિરિ મહેંદ્ર મહા દિસે;
જ્યાં કલ્પતરૂઓની મહાશીતલ સદા શુભ છાય છે,
ત્યાં દેવ કિન્નર આવી સહુ વિશ્રામ કરી સુખી થાયછે. ૧
તે ગિરિતણાં શિખરો ઘણાં મોટાં ગગનમાં ગાલતાં,
જે બ્રહ્મલોકલગી ગયાં ભાસે ભલાથી ભાગતાં;
તે ઉપર સુર સર્વે મળી [1]ધ્વનિ સામવેદતણા કરે,
ગિરિની ગુફાથી પવનસાથે શબ્દ–ગાયન નીસરે. ૨
કઈતરફ જળથી પૂર્ણ વિજળીસહ મહામેઘો વસે,
કઈતરફ પુષ્પેપૂર્ણ વેલિ કેશપંક્તિ શું તે હશે!
ગિરિતટવિષે અફળાય એવા શરભ–[2]શબ્દોએ કરી,
એ આપ ગિરિ જાણે ગુદામુખથી પ્રલય–[3]ઘનને હરી! ૩
કહીં વેંછ જલઝરણાં ગુફાસાથે ઉછાળા મારતાં,
જાણે શું હોય સમુદ્રમોઝાં ગર્જનાસહ નાચતાં!
વિધવિધતણાં કહીં પક્ષિયો મનહર મધુર શબ્દો કરે,
સિંહો ગુફામાં ગર્જના કરી શૂરની હિંમત હરે. ૪
કહીં કલ્પવૃક્ષ કદંબવૃક્ષો વળી પરમદક્ષો વસો!
કહીં અપ્સરાગણ રમણ કરી પર–મન હરી હોંશે હસે;
નિર્મલ મહા ગંગાપ્રવાહો વાહ! ચાલ્યા જાયછે,
કહીં રત્નમણિ રમણીય રવિસમ જ્યાં જડેલ જણાયછે. ૫
એવાં સુશોભિત શુદ્ધ ગંગાતટઉપર મનમાનતાં,
જે સ્નાનપાન નિમિત્ત મુનિજનવૃંદ જ્યાં વસતાં હતાં;
ત્યાં જ્ઞાનવાન ઉદારબુદ્ધિનિધાન દીર્ઘતપામુનિ,
રે'તાહતા માનો સુમૂર્ત્તિ તે મહા તપની બની! ૬

---

૧ શબ્દ. ૨ એક જાતનાં આઠ પગવાળાં પક્ષીઓના શબ્દોએ કરીને. ૩ પ્રલયકાળના મેઘને.

શશિસમ સુશોભિત પુત્ર તેને પુણ્ય પાવન બે હતા,
જાણે બૃહસ્પતિના તનુજ બે હોય [1]કચ શું શોભતા!
સુત બે તથા સ્ત્રીએ સહિત શોભાયમાન મુનીશ્વરે,
માંડ્યા [2]વ્યતીત કરવા સુદિન કરી જ્યાં કૃપા જગદીશ્વરે. ૭

**વસંતતિલકા છંદ.**

ગાળ્યા પછી કંઈક કાળ પવિત્ર ઠામે,
જ્ઞાની થયો પ્રથમ પુત્ર સુ-પુણ્ય નામે;
તે છે વડો જયમ વયે ત્યમ સદ્ગુણોએ,
બીજો રહ્યો સુત શી રીતતણો શુણો એ. ૧
પુષ્પો દિસે પ્રકટતાં સમી સાંજ પે'લાં,
અર્ધાં બિડેલ અરધાં જયમ ઉઘ્રડેલાં;
[3]અર્ધપ્રબુદ્ધ મન પાવન પુત્ર તેવો,
હીંડોલ-ડોલ અતિ અસ્થિર હોય જેવો. ૨

**ઇંદ્રવિજય છંદ.**

કાલતણાં ક્રમ ચક્રવડે શત કૈક થયાં વરસો ગત જ્યારે,
જીર્ણ થયું તનપિંજર જે ક્ષણભંગુર દીર્ઘતપાતણું ત્યારે;
સંગ નિરર્થક તુચ્છ ગણી જયમ કાંચળી સર્પ સુખેથી ઉતારે,
તેમ મહામુનિએજ ગુફાગહીં દેહ ઉતારી દીધો મનધારે. ૧
[4]સત્ [5]ચિત્ ને [6]સુખરૂપ સદા શિવ આપ અલેપ [7]અભેપદ પામ્યા,
ધૂમ્ર રહે જઇને નભમાં ત્યમ તે [8]નભચિત્સુખમાંહ વિરામ્યા;
દંડથી પુષ્પ પડે અલગું ત્યમ પ્રાણવિના વપુ છે કુટિકામાં,
યોગકળા કળનારી સુ-નારી મુનિની કને ગઈ એજ સમામાં. ૨
પુષ્પતણી જયમ વેલિ તજે ભ્રમરી ત્યમ દેહ તજ્યો દઢતાએ,
જે નભમાં શશી અસ્ત થયે શશિકાંતિ શશીસહ અસ્તજ થાયે;

---

૧ બૃહસ્પતિનો પુત્ર. ૨ ગાળવા, ગુજારવા. ૩ અરધો જ્ઞાની અને અરધો અજ્ઞાની, અર્થાત્ આત્મા તથા અનાત્માનો યથાર્થ વિચાર કરવામાં અપૂર્ણબુદ્ધિવાળો. ૪ ત્રણે કાળમાં જેનો નાશ નથી તે–અવિનાશી-સત્યરૂપ. ૫ સ્વપ્રકાશ–જ્ઞાનરૂપ. ૬ આનંદરૂપ. ૭ અભય-ભયરહિત સ્થાન—બ્રહ્મપદ. ૮ જ્ઞાન આનંદરૂપ આકાશમાં, આર્થાત્ સુખરૂપ ચિદાકાશમાં.

તેમ અદૃષ્ટ થઇ પતિ પાછળ પામી પતિપદ પૂર્ણ સદાયે,
શોક કરે સુત પાવન પુષ્કલ પ્રાણ તજ્યાં પ્રિય માતપિતાએ

## દોહરા.

વ્યવહારિક રીતે કરી, સર્વ સગાંની સાથ;
શોક કરે સુત પુણ્ય પણ, હૈયું રાખી હાથ. ૧
જ્ઞાનવડે ત્યાં તે પછી, તજી સત્વર સંતાપ;
ક્રિયા મૃતક-માબાપની, કરવા લાગ્યો આપ. ૨
પણ શોક ન પાવન તજે, વધતો જાય વિલાપ;
છાતી શિર કૂટી કહે, હાય હાય! માબાપ! ૩
શોકસમુદ્રનિમગ્ન થઈ, કીધી કૃશ નિજકાય;
વ્યાકુલ થઈ વનવનવિષે, આમ તેમ અથડાય, ૪
ત્યાં પુણ્ય પિતામાતની ક્રિયા કરી તત્કાલ:
આવી પાવનની કને, કે'છે બુદ્ધિવિશાલ. ૫

## ભુજંગી છંદ.

અરે ભાઈ તું આવડો શું રડેછે,
પડે મેઘ અશ્રુ-પ્રવાહો પડેછે;
મહાશોકમાં શું પડ્યો પ્રાણ પ્યારા,
હવે સર્વ સંતાપ તું ટાળ તારા. ૧
કરે શોક કોનો બની બુદ્ધિવાળો,
ઠરેલો થઇ થાય શું ઠોઠ ઠાલો;
ભમે કાં લઇ ભ્રાંતિનો શિર ભારો,
અરે ભ્રાત સંતાપ તું ટાળ તારો. ૨
પિતા માત તારાં ગયાં મોક્ષધામે,
મહાત્માજનો જ્યાં જઇને વિરામે;
શિવસ્થાન એ સર્વ-આધાર સારો,
અરે ભ્રાત સંતાપ તું ટાળ તારો. ૩
નદીઓ બધી સાગરે એક થાયે,
બધું વિશ્વ આ બ્રહ્મમાંહે સમાયે;

નથી બ્રહ્મથી ભિન્ન કો ભાગનારો,
અરે ભ્રાત સંતાપ તું ટાળ તારો. ૪
છતાં સર્વનું એક જે સ્વસ્વરૂપ,
ન ભાસે પડયાં અજ્ઞ તો અંધકૂપ;
ખરા જ્ઞાનિઓ ઓળખે એજ ધારો,
અરે ભ્રાત સંતાપ તું ટાળ તારો. ૫
હતાં તુજ માતા પિતા જ્ઞાનવાનો,
અરે તું કરે તેતણો શોક શાનો ?
વસ્યાં [1]સ્વસ્વરૂપે ન છે જન્મવારો,
અરે ભ્રાત સંતાપ તું ટાળ તારો. ૬
અહો આમ શું કામ તું હામ હારે ?
ઘટે શોક મિથ્યા ન તારે લગારે;
ગણે માત મારીજ આ તાત મારો,
અરે ભ્રાત સંતાપ તું ટાળ તારો. ૭
ન તે તારી માતા ન તે તાત તારો,
ન તું પુત્ર તેનો કરે શા વિચારો ?
નથી કોઇ તારો થયો કે થનારો,
અરે ભ્રાત સંતાપ તું ટાળ તારો. ૮
નદીના તરંગોપડે જન્મ પામી,
ગયાં કૈકનાં પુત્રવૃંદો વિરામી;
મુવાં તુજ માબાપ જન્મી હજારો,
અરે ભ્રાત સંતાપ તું ટાળ તારો. ૯
થઈ જાય વૃક્ષોથી પુષ્પો ફ્લાદિ,
સુતો થૈ ગયા તેમ માતા-પિતાથી;
ન તું એકલો તેમનો પુત્ર પ્યારો,
અરે ભ્રાત સંતાપ તું ટાળ તારો. ૧૦
કલત્ર પ્રજા મિત્ર બંધુ બિચારાં,
વિત્યાં જન્મજન્મોતણાં કૈક તારાં;
વિતે માસમાસે ફ્લોનો છતારો,

---

૧ પોતાનાં-પરમાત્મ-સ્વરૂપમાં.

અરે ભ્રાત સંતાપ તું ટાળ તારો. ૧૧
પિતામાત તારાં અસંખ્યો થયાંછે,
બીજાં જેમ જન્મી અસંખ્યો ગયાંછે;
વિત્યા તેમ તારા [૧]અસંખ્યાવતારો,
અરે ભ્રાત સંતાપ તું ટાળ તારો. ૧૨
પિતા માત ને બંધુ આ જન્મનાં જે,
કરે તેગનો સ્નેહથી શોક આજે;
કરે કાં ન પૂર્વે ગયાં જે અપારો?
અરે ભ્રાત સંતાપ તું ટાળ તારો. ૧૩
જણાયે તને વિશ્વ અજ્ઞાનથી આ,
નથી કાંઈ તું જાણજે જ્ઞાનથી આ;
નથી બાંધવો કે નથી કો કુમારો,
અરે ભ્રાત સંતાપ તું ટાળ તારો. ૧૪
નથી વસ્તુ તો નાશ તે હોય શાનો ?
નથી ખારમાં [૨]વારિનો બિંદુ નાનો;
દિસે ભ્રાંતિથી વારિનો છે વધારો,
અરે ભ્રાત સંતાપ તું ટાળ તારો. ૧૫
વળી જોઇને રાજ્યલક્ષ્મી રૂપાળી,
ચળી ના જતો ભ્રાત હે બુદ્ધિશાલી!
જશે સ્વપ્નપેઠે પડ્યો જે પથારો,
અરે ભ્રાત સંતાપ તું ટાળ તારો. ૧૬
ખરી રીતિથી સત્ય જો તું વિચારે,
નથી તું નથી હું અનેક પ્રકારે;
તજી દે મહા મોહ છે જે નઠારો,
અરે ભ્રાત સંતાપ તું ટાળ તારો. ૧૭
મહા મોહથી વિશ્વ ઉત્પન્ન થાયે,
જુઓ આ મુઓ જન્મિયો આ જણાયે;
સ્વ-સંકલ્પના સર્વ છે એ વિકારો,

૧ અસંખ્ય+અવતારો=સંખ્યા ન થઈ શકે એટલા જન્મો.
૨ જલનો છાંટો.

અરે ભ્રાત સંતાપ તું ટાળ તારો. ૧૮
[1]મરૂસ્થાન તું ગાન અજ્ઞાનરૂપી,
નદી [2]પૂર્ણ-તૃષ્ણોદકે સૃષ્ટિરૂપી;
શુભાશુભરૂપી તરંગો [3]અસારો,
અરે ભ્રાત સંતાપ તું ટાળ તારો. ૧૯
શુભાશુભકર્મોવડે જન્મ થાયે,
તરંગોપટે પ્રાણિયો કૈક જાયે;
વૃથા થાય આવો વધારો ઘટારો,
અરે ભ્રાત સંતાપ તું ટાળ તારો. ૨૦

## મહીદીપ છંદ.

કોણ તાત કોણ માત કોણ મિત્ર ભાઈ,
જાણ જેમ જાય ધૂળ વાયુથી તણાઇ;
છે વિવેકથી ન કાંઇ ભ્રાંતિથી જણાઈ,
છોડ શોક ભાઈ સત્ય છે ન તે સગાઇ. ૧
સ્નેહ થાય પુત્ર મિત્ર બંધુવર્ગમાંહે,
દ્વેષ શત્રુમાંહ મોહ-રોગથીજ થાયે;
મનથકીજ માત તાત નામ કલ્પના છે,
તેવડે વધ્યો [4]પ્રપંચ નામ રૂપ આ છે. ૨
બંધુભાવનાથી ભાઈ એશ બંધુ ભાસે,
શત્રુભાવનાથી ભાસમાન શત્રુ થાશે;
વિષવિષે [5]સુધાની ભાવના કીધે સુધા છે,
જો કૃમિ કીટાદિ દાખલા બીજા બધા છે. ૩
જેવી ભાવના જહાં જણાય તહાં તેવું,
માનિયું મનેજ તે સુખાદિ સર્વ સેવું;
આવી રીતિની સ્થિતિ રચાણી ભાવનાથી,

---

૧ ખારભૂમિ. ૨ ઝાંઝવાનાં જળે અથવા આશારૂપી જળે ભરેલી. ૩ શુભ+અશુભ=સારાં નઠારાં કર્મરૂપી સારવગરનાં અનેક મોઝાંઓ. ૪ નામ-રૂપ-ક્રિયાત્મક એવાં આ જગતનો વિસ્તાર. ૫ અમૃતની.

વાસ્તવિક શત્રુ મિત્ર હોય સર્વ શાથી? ૪
એક વિદ્યમાન આત્મવસ્તુ સર્વમાં છે,
તે વિના વળી કશી કુકલ્પના કયહાં છે!
રક્ત માંસ અસ્થિથી રચેલ દેહ ધારી,
કર ખરેખરીજ ખોળ કોણ હું વિચારી. ૫
કોણ અહંકાર ચિત્ત બુદ્ધિ મન બિચારાં,
જ્ઞાનથી ન કાંઈ તું ન. હું ન તેમ તારાં;
પાવન ને પુણ્ય નામ અજ્ઞતાથી ભાસે,
બ્રહ્મ ચિદાકાશ એક સત્ય સર્વદા છે. ૬
તેંવિષે સ્વ-તાત માત ભ્રાત કોણ કોઈ?
ભ્રાંતિથી નિહાળી ખાલી શું રહ્યોછ રોઈ!
તું કહીશ કે હું [1]લિંગદેહ બંધુ મારાં,
તો વિત્યાંછ તેમ જન્મજન્મ-બંધુ તારાં. ૭
કાં કરે ન શોક કેમ સર્વ તે સગાનો?
શું વિશેષ જાણી તું કરેછ શોક આનો!
આ સમાન સર્વનો ધરેછ શોક તારે,
લે ગણાવું પૂર્વનાં પડ્યાં તને વિસારે. ૮

---

## પુષ્પિતાગ્રા છંદ.

સરસ કુસુમ-વેલિનાં સ્થળોમાં,
મૃગ થઈ તું વિચર્યો હતો વનોમાં;
સ્વજન-[2]ગણ ગયો અનેક ત્યાંનો,
નથી કરતો ક્યમ શોક તે બધાંનો? ૧
સહ-કમલ નદી સરોવરોમાં,

---

૧ કર્મ ઇંદ્રિય (વાક્, પાણિ, પાદ, ઉપસ્થ અને ગુદા). ૫ જ્ઞાનઇંદ્રિય (શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, રસના અને ઘ્રાણ) ૫. પ્રાણ આદિ પંચક (પ્રાણ, અપાન; વ્યાન, સમાન અને ઉદાન) ૬. મન ૧. બુદ્ધિ ૨. એ પ્રમાણે ૧૭ તત્વનો લિંગદેહ, તેને સૂક્ષ્મશરીર પણ કહેછે. કર્ત્તા-ભોક્તાપણાનો અભિમાની એ લિંગદેહ છે. ૨ બાંધવો (સગાં કુટુંબીઓ)નો સમૂહ (જથ્થો.)

ગગનહર હંસ થયો હતો નરોમાં;
સ્વજન-ગણુ ગયો અનેક ત્યાંનો,
નથી કરતો કયમ શોક તે બધાંનો? ૨
વિવિધ વિવિધ પક્ષિશબ્દ છે જ્યાં,
સુવનવિષે તરૂ એક તું હતો ત્યાં;
સ્વજન-ગણુ ગયો અનેક ત્યાંનો,
નથી કરતો કયમ શોક તે બધાંનો? ૩
ગિરિશિખરવિષે સુમાનવાળો,
વનપતિ સિંહ થયો હતો ઈપ્રાળો;
સ્વજન-ગણુ ગયો અનેક ત્યાંનો,
નથી કરતો કયમ શોક તે બધાંનો? ૪
સરવર નદીમાં મહા જલો જ્યાં,
અતિશય ચંચલ મત્સ્ય તું હતો ત્યાં;
સ્વજન-ગણુ ગયો અનેક ત્યાંનો,
નથી કરતો કયમ શોક તે બધાંનો? ૫

## શાર્દૂલવિક્રીડિત છંદ.

તું જે દેશ-દશાર્ણમાં વનતણો કાળો હતો વાંદરો.
પ્યારો પુત્ર તુષારમાં નૃપતણો ત્યાં પામતો [૨]આદરો;
ત્યાંથી પુંડ્ર વિદેશ [૩]વાયસ વસી લેતો વને વાયરો,
તે આ તું દ્વિજ આજ છે પ્રિય [૪]લઘુભ્રાતા ભલો માહરો. ૧
હાથી હૈહયમાં હતો, ખર વળી તું દેશ-ત્રિગર્તમાં,
પક્ષી વૃક્ષવિષે વસ્યો ત્યમ ભસ્યો રે શ્વાન જે યાદવમાં;
જે મોટા વડને વિષે ઘણુ હતો વિંધ્યાદ્રિમાં પીપળો,
તે આ તું દ્વિજ આજ છે પ્રિય લઘુભ્રાતાજ મારો ભલો. ૨
જે મોટા ગિરિ મંદરાચલવિષે કાગાગણો કુકડો,
તેની એક ગુહાવિષે દ્વિજ હતો દેવાલયે ઢૂકડો;
પાછો કોસલ દેશમાં દ્વિજ વળી જે તેતર જંગમાં,
તે આ તું મુજ ભાઈ છે અતિ વસી ઉદાસી જે અંગમાં. ૩

---

૨ માન-સત્કાર. ૩ કાગડો. ૪ નાનો ભાઈ.

પાછો દેશ તુષાર અશ્વ ઉપજ્યો બ્રહ્માતણા યજ્ઞમાં,
તું વિંધ્યાચલમાં વસ્યો વનવિષે કીડો થઈ વૃક્ષમાં;
ત્યાં જે મચ્છર ને બન્યોજ બગલો વૃક્ષાદિ તારાં ઘરો,
તે આ તું દ્વિજ આજ છે પ્રિય લઘુભ્રાતા ભલો માહરો. ૪
જે ગંભીર [1]ગુહા હિમાલયતણી ત્યાં ભોજપત્રે રહ્યો,
કીડીનો ધરી જન્મ માસ છ લગી સંતાપ સર્વે સહ્યો;
જન્મ્યો'તો સુત ભીલડી-ઉદરથી ફેરા વનોમાં ફર્યો,
તે આ તું દ્વિજ આજ છે પ્રિય લઘુભ્રાતા ભલો માહરો. ૫
નાનું છેકજ એક ગામ અલગું છે આપણી સીમીથી,
ત્યાં તું માસ અઢાર [2]ગોમય વિષે વીંછી રહ્યો દુઃખથી;
જંબૂમાંજ અનેક અન્ય [3]જનમો આ રીત જે આચર્યો,
તે આ તું દ્વિજ આજ છે પ્રિય લઘુભ્રાતા ભલો માહરો. ૬

---

## સ્ત્રગ્ધરા છંદ.

આ રીતે જે વિત્યા છે અગણિત જનમો વાસના યુક્ત તારા,
તે હું જ્ઞાને થયેલી વિમલ સુમતિથી જોઉંછું જન્મધારા;
રે અજ્ઞાને કરી જન્મમરણ-દધિના તું પ્રવાહે વહ્યો છે,
તે જાણી જ્ઞાનવાળો ઝટપટ થઈજા શોક આ શું સહ્યો છે? ૧
તારાં પૂર્વે થયેલાં પ્રિય સુહૃદ તથા તાતમાતાદિ જેવાં,
જન્મી આ જન્મનાં જે સકલ ગત થયાં જાણ તું ભાઈ તેવાં;
હુંએ મોહે કરીને પ્રથમ તુજપઠે જન્મીજન્મી મુઓ છું,
માતા ભ્રાતાદિ મારાં અકથ થઈગયાં જ્ઞાની આજે થયોછું. ૨

---

## ગીતિ છંદ

જ્ઞાનવડે આ મુજને, સ્મરણવિષે પૂર્વ જન્મ સહુ આવે;
તેમાંથી જીજ તુજને, જાણ થવા ભાઈ હું કહું હાવે. ૧

---

૧ ગુફા. ૨ છાણ. ૩ જન્મો.

## તોટક છંદ.

થઈ દેશ-ત્રિગર્ત્તવિષે [1]શુક હું;
સરિતા-તટ [2]મંડૂક તેમ કહું;
વનમાં થઈ [3]લાવકના તનમાં,
હમણાં જનમ્યો વળી આ વનમાં. ૧
થઈ ભિલ્લ ભલો શુભ વિંધ્યવિષે,
વસિયો થઇ વૃક્ષજ વંગવિષે;
થઈને ઉંટ વિંધ્ય સુ-પર્વતમાં,
હમણાં જનમ્યો વળી આ વનમાં. ૨
ધરી [4]ચાતક દેહ હિમાલયમાં,
પછી જે નૃપ [5]પૌંડ્ર-શુભાલયમાં;
ગિરિ વંધ્યવિષે તન વાઘતણું,
છઉં તેજ વડો તુજ બાંધવ હું ૩
દશ વર્ષ રહ્યો ગીધ જે થઈને,
થઈને ઝુડ મૃત્યુ છઠે મહીને;
શત વર્ષ રહ્યું તન જે સિંહનું,
છઉં તેજ વડો તુજ બાંધવ હું. ૪
નૃપ નાનકડોજ તુષારવિષે,
થઈ પક્ષી ચકોર ફર્યો અતિશે;
ગિરિ શૈલવિષે ગુરૂપુત્રપણું,
છઉં તેજ વડો તુજ બાંધવ હું. ૫
મુજ જન્મ વિચિત્ર અનેક થયાં,
પ્રતિજન્મ પિતાદિક કૈક ગયા;
મન-મોહ-વિલાસ કહ્યો તુજને,
સહુ આવી વસે સ્મરણે મુજને. ૬

---

## શિખરિણી છંદ.

પિતા માતા મારાં ત્યમ અકથ તારાં થઈ ગયાં,

---

૧ પોપટ. ૨ દેડકો. ૩ એક જાતનું પક્ષી. ૪ બપૈઓ પક્ષી. ૫ પૈંડ્રદેશના શુભસ્થાનમાં.

ભલા મિત્રો ભ્રાતા સહુ પુર-તણાતાં વહી ગયાં;
રડીએ તેને કે સકલ હમણાંનાં સ્વજનને?
રડ્યા જેવું છે ના જરૂર જગમાં કોઇ જનને. ૧
સદા સ્વપ્ના જેવી જગત-ગતિ છે ચંચલ ખરી,
જનો જન્મી જાયે ઇતર તરૂપનો જખ્ખ મરી;
દિસે છે સંસાર જગ સુખ તથા દુઃખરૂપ આ,
તજી તે સર્વેને ગ્રહણ કર તું સ્વરૂપતા. ૨
અહંકારાદિનો મલિન મનથી ત્યાગ કરીને,
મહાત્મા-સ્થાને થા કદિ નહિ ધરે જન્મ ફરીને;
જવું ઉંચે નીચે જનમમરણે જીવગતિને,
ન તેમાં જ્ઞાનીઓ ગ્રહણ કરતા શોક રતિને. ૩
અહંકારાદિથી રહિત વ્યવહારે વિચરીને,
કરેછે સ્વાત્માનું સ્મરણ બહુ તે શાંતિ ધરીને;
સદા હાનિ-લાભે વિ-રહિત જરા ને મરણથી,
રહ્યા જે સર્વત્ર પ્રકટ પરમાત્મા સ્વ-બલથી. ૪
લહે તે સ્વીકારી સ્થિર મતિથકી સ્વાત્મસુખ તું,
પ્રિય ભ્રાતા મારા અતિશય ન થારે [1]મુરખ તું;
નથી તારે કાંઇ સુખ [2]દુખ નથી જન્મ-મરણો,
તથી તારે માતા નથી સુત પિતા બાંધવ-ગણો. ૫
અરે એક વસ્તુ તુજવગર કાંઇજ નહિ છે,
પછી શાં સંબંધિ [3]પ્રભુ [4]વિભુ પરબ્રહ્મ તુંજ છે;
દિસે છે આ યંત્ર ભ્રમ વિષયસંયુક્ત જગ જે,
રહ્યા તેમાં મૂઢો નટ નટ નાચી વિવિધ જે. ૬
સજી દેહાદિના સકલ ગુણ તદ્રૂપ થઇને,
પછીથી તે પોતે સુખ દુખ સહે ચૂપ રહીને;
પરંતુ જ્ઞાનીઓ રહિત-ગુણ-દેહાદિકથકી,
સદા સાક્ષીરૂપે દૃઢ રહી જુવે કેવલ નકી. ૭
છતાં કર્ત્તા તે તો પણ ગુણ અકર્તા સહુજગો,

૧ મૂર્ખ, અજ્ઞાની. ૨ દુઃખ. ૩ મહા સમર્થ. ૪ વ્યાપક.

પ્રકાશે સર્વેને જ્યમ રહી નિશા-દીપ[1] અલગો;
સદા જ્ઞાની તેવો સ્થિત જગતમાં છે વિચરતો,
રહે રાગ-દ્વેષે-રહિત કહિ તે લિપ્ત[2] ન થતો. ૮
નઠારી સારી જે પ્રતિકૃતિ[3] પડે દર્પણ વિષે,
પરંતુ રંગાતું નથી વિવિધ રંગે ખચિત તે;
મહાત્મા તે રીતે હૃદયગત[4] દેહાદિક ગુણે,
નથી લેપાતા તો સકલ જગ-કાર્યો ક્યમ પુણે? ૯

## અનુષ્ટુપ્ વૃત્ત.

સત્ય વસ્તુ વિચારી જો, છે મહાજ્ઞાનવાન તું;
સ્વસ્વરૂપે વસી સ્નેહે, સુખ લે મનમાનતું. ૧

## શાર્દૂલવિક્રીડિત છંદ.

સર્વેચ્છામય[5] લાંછને રહિત જે, સ્વાત્માતણો[6] જેમણે-
સાક્ષાત્કાર[7] કર્યો યથાસ્થિત ઉરે પોતેજ આત્માવડે;
સંસાર-ભ્રમને સમગ્ર તજીને શોભે રહી શેષ[8] જે,
તે આત્મા તુજ આત્મરૂપ સમજી તું પામ સંતોષને. ૧

## ૯પદ.

"નારાયણ નરસિંહ નરોત્તમ પુરૂષોત્તમકો ધ્યાન ધરોરે" એ રાહ.
એ રીતે પુણગે પાવનને; બોધ કર્યો બહુ સારો રે,
ત્યારે પુણ્ય-પ્રતાપે પાવન, પાવન બન્યો બિચારો રે.—એ રીતે૦ ૧
પ્રાતઃકાલવિષે તમ[10] ટળતાં, ભૂમિ પ્રકાશિત ભાળો રે;
ત્યમ પાવન અજ્ઞાન ટળ્યાથી, બનિયો સુબોધવાળો રે.—એ રીતે૦ ૨

૧ રાત્રીનો દીવો. ૨ લેપાતો નથી. ૩ પરછાયા. ૪ હૃદયમાં, અર્થાત્ પોતાનેવિષે રહેલા. ૫ સર્વ ઈચ્છારૂપ. ૬ પોતાનો આત્માનો. ૭ જુઓ પૃષ્ટ ૧ ટીપ્પણ ૧. ૮ બાકી. ૯ પ્રભાતિ રાગ વિગેરેમાં પણ ગવાય છે. "ક્યાંહાં ગયોરે પેલો મોરલીવાલો અગારાં ગોરસ ઢોળીરે" ઇત્યાદિક. ૧૦ અંધારૂં.

જ્ઞાનિશિરોમણિ થઈ બે ભાઈઓ, પ્રારબ્ધક્ષયસુધી[2] રે;
વનમાંહે ચિરકાલ વિચરવા-લાગ્યા તે સદ્‌બુદ્ધિ રે.—એ રીતે૦ ૩
ત્યારપછી જે રીતે દીપક, તેલ ખુટેથી વિરામે રે;
તે રીતેજ વિદેહમુક્ત[3] થઇ, વસિયા આત્મારામે રે.—એ રીતે૦ ૪
ઉત્તમ આ આખ્યાન સુણે કે, પાઠ કરે કોઇ પ્રીતે રે;
ચિત્ત વિચાર કરે શોક શમે, સુખ પામે રૂડી રીતે રે.—એ રીતે૦ ૫
આવાં શુભ આખ્યાન ભરેલો, યોગવાસિષ્ઠ સફલ છે રે;
તે ગ્રંથ શ્રદ્ધાપૂર્વક જે, સદ્‌ગુરૂથી સાંભળશે રે.—એ રીતે૦ ૬
મનન[4] નિદિધ્યાસન[5] પણ તેનું, કરશે જન જે નિત્યે રે;
જન્મ મરણ ટળી જાશે, થાશે-પ્રાપ્ત પરમપદ[6] નિશ્ચે રે.—એ રીતે૦ ૭
તે માટે સર્વ સજ્જનને, કહું છું વિનતિ કરીને રે;
આદ્ય ઈશ ભવાનીશંકર, ભજજો ભાવ ધરીને રે.—એ રીતે૦ ૮
સંવત્ ઓગણીશેં ચુંમાળીશ, કાર્તિક શુદિ એકાદશી રે;
ગુરૂવારે પૂર્ણ કર્યું ભાવે, ભાવનગરમાંહે વસી રે.—એ રીતે૦ ૯

## આખ્યાન સાર.

### લાવણી.

(ઓ કુદરતના કરનાર ખલકના સ્વામી— એ રાહ)

સહુ સજ્જન સદ્‌વૃત્તાંત સુણો દૃઢ ચિત્તે,
સંક્ષેપ કરી કહું સાર પ્રથમથી પ્રીતે;

---

૨ દેહ રહ્યો ત્યાં સુધી. ૩ સ્થૂલ સૂક્ષ્મ શરીરથી છુટા પડીને. ૪ સાંભળેલનો દૃષ્ટાંતમાં ઘટાવીને નિશ્ચય કરવો. ૫ ધ્યાન. ૬ ઉત્તમ સ્થાન— બ્રહ્મપદ.

શ્રી કૃષ્ણ ચરાવા ગયેલ ગાયો વનમાં,
ત્યાં વિચાર ઉપજ્યો [illegible] *હરીના મનમાં.
"બરસાનામાં વૃષભાન ભલો છે રાજા,
ત્યાં જવું જરૂર બનિ બેશ યોગિ મા'રાજા;
તે'ની પુત્રી રાધિકાજી વરવા માટે".
પરભાર્યા પ્રભુજી ગયા પુરીની વાટે.
ત્યાં જઇ જગાવ્યો જોગ ભોગ ભોગવવા,
પણ દિધી ન યુક્તિ કશીજ કો'ને કળવા;
પૂજન કરવા રાધિકા મુક્યા વૃષભાને,
ત્યાં ખબર ચમત્કૃતિ તણી પડી રાધાને.
તે ગોષ્ટી રાખી ગુપ્ત ઘેર ઝટ જઈને,
પ્રભુ પુનરપિ મળવા પડયાંજ મુર્છિત થઇને;
પડિ જરૂર તેથી વૃષભાનજી લાવ્યા ×યોગી,
કરિ અર્પણ પછિ રાધિકા કિધીજ નિરોગી*.
યોગી કરિ એવું કામ સ્વરૂપ બદલાવી,
આવ્યા ગોકુળ ગૈ.ધેનુ તમામ ચરાવી;
ત્યાં માતા પાસે બાળકપણ બતલાવ્યું,
સંસાર તણું અજ્ઞાનપણુંજ જણાવ્યું.
છેવટ રાજાને જાણ પડી જોગીની,
પછિ રહ્યો પુરો પસ્તાઇ થઇ ગમગીની;
કરિ જીવ્હાયે સંકલ્પ દિધેલી પુત્રી,
તેથી પછિ સમજી તુર્ત લખી કંકોત્રી.
વીવાહોત્સવ વરતાઇ રહ્યો રૂડિ રીતે,
શ્રી કૃષ્ણ રાધિકા થયાં વિવાહિત પ્રીતે;
સર્વસ્થળ જય જયકાર થયો જગમાંહી,
શ્રી કૃષ્ણ ચરિત્રનિ કથા ધરો મનમાંહી.
સર્વજ્ઞેશ્વરની અતી ચમત્કૃતિ ભારી,
લીળાઓ નવી નિત કરે સ્વરૂપો ધારી;

* કૃષ્ણ. ×જે આવેલા છે તેજ બેશધારી યોગી. *વૃષભાને યોગીને અર્પણ કરી એટલે તે યોગીયે રાધિકાને નિરોગી કરી.

છે રસથી બહુ ભરપૂર ચરિત્ર મન્જેનું,
વિસ્તાર થકી વર્ણવીશ વર્ણન તેનું.

---

## વૃષભાન આખ્યાન.

### ગાયનરૂપી (ઓપેરા.)

### મંગલાચરણ. પ્રભુ પ્રાર્થના.

(આનંદ કંદ તું ઈશ અભિનંદન—એ રાહ.)

અધમ ઉદ્ધારણ જય જગ કારણ, તારણ [1]ભક્ત જનાર્તિ
વિદારણ.—ટેક.

[2]સર્વોત્કૃષ્ટ [3]ચમત્કૃત્ય મ્હારાં,
[4]સર્વાંતર સાનંદિત કરનારાં,— અધમ ઉદ્ધારણ૦
જય વિશ્વંભર ઇશ્વર! આજે,
સાહ્ય [5]આરંભિત કાર્યમાં થાજે, અધમ ઉદ્ધારણ૦
શુન્ય ગતિ મતિ [6]અલ્પજ્ઞ મા'રી,
સુમતિ તું દે [7]વિજ્ઞપ્તિને સ્વિકારી,—અધમ ઉદ્ધારણ૦
ભક્ત ભવાની ભાવથિ તા'રું,
*ચારૂ ચરિત્ર રચે પાત્ર સારૂ,— અધમ ઉદ્ધારણ૦

—૦*૦—

---

૧ ભક્તજનની પીડા (દુઃખ) નો નાશ કરનાર. ૨ સર્વથી શ્રેષ્ટ ૩ ચમત્કારીક કામો. ૪ સર્વના અંતરને આનંદમય કરનાર. ૫ આરંભેલું. ૬ થોડું જાણનાર. ૭ અરજ. * સુંદર.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—બરસાના પુરીમાં રાજા વૃષભાનની સભા.

**અનુચર.—**

(ઠુમરી. ભેરવીની ચાલમાં—મૈં તો શાહાજાદેકું
દુલ્હન ચલિયારે—એ રાહ.)

મહારાજ! યોગીરાજ અબિ આયારે,
આસન અંગન આય બનાયા,
બ્હોતહિ ધ્યાન લગાયારે,—મહારાજ! યોગીરાજ૦ ટેક.
જી માયામેં કછુ ન લગાવત,
આવત ઈશ ગુન ગાયારે;
બહુતહિ શ્રમસેં આયે બનસેં,
સ્વેદ અભી ન સુકાયારે,— મહારાજ! યોગીરાજ૦
છોટિ જટાકે લટ સબ લટકે,
દૃગ ખુગ શૂર્પ દિખાયારે;
આનંદ કંદકે રમ્ય બદન હે,
હે સુકુમારસિ કાયારે,— મહારાજ! યોગીરાજ૦
છોટિસિ બયહે બ્હોત બિનય હે,
ભસ્મકા લેપ લગાયા રે;
મૃગછાલા સો સ્કંધ ધરીકે,
કટિ આભૂષન લાયારે,— મહારાજ! યોગીરાજ૦

**રાજા.—(પ્રધાનને.) રાગ ઇંદ્રસભામાંનો.**

(એઈ મેરા દિલદાર હે એબ હે મેરી જાન—એ રાહ)
ઓ પ્રધાનજી! સુણો, સભા કરો બરખાસ;
ઝટ જવું જરૂર છે તપસ્વિજીનિ પાસ.

(સભા વિસર્જન થાય છે.)

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—રાજ મેહેલનો મુખ્ય ભાગ.

રાજા—(યોગીરાજને વંદન કરી.)

(માતાજી મને મ્હેર કરી રજા આપોરે.—એ રાહ)

મા'રાજા ! આજ મારા પ્રત્યે મે'ર કરીરે.
ધન્યછે આ દેહિ ધરી,
કરી સાફલ્ય ખરી, મા'રાજા ! આજ મા'રા પ્રત્યે મે'ર કરી ટેક.
અહો યોગી મા'રાજારે, ભલે અંહિયાં બિરાજારે;
મા'રૂં ઘર પાવન કીધું,
દુર્લભ દર્શન પ્રભુ દીધું,
સર્વે કારજ મુજ સાધ્યું, લીધું દુઃખ હરીરે. મા'રાજા ! આજ
જય તપસ્વિ ! નિર્વિકારીરે, છો સહુ જીવના સુખાકારીરે;
શિતકાળે શિત જળભારી,
ઉનાળે અગ્નિ ધારી,
વર્ષાગાં પડતું વારી, ધારી રો'છો શરીરે, મા'રાજા ! આજ૦
યોગીજી ! શિ ઈચ્છા છેરે, કહો ઝટ જે મનમાં છેરે;
શેવક ઉભો છે આવી,
માગો તે આપું લાવી,
નહિ હોય તે પણ નિપજાવી, ગમેતેમ કરીરે, મા'રાજા ! આજ૦
માગો ભોજન મા'રાજારે, ખાસ્સાં જલેબી ખાજાંરે;
લ્યો લે'ઝત બાસુદીની,
પકખે પુરિ પડશુદીની;
લાડુ ગગદળ આદીની; ઘીની ઝમે તરીરે, મા'રાજા ! આજ૦
લેશો ? લે'ઝત ગાંજાનીરે; વિજીયા માયા મજાનીરે;
આપું અગલિયાં ભાવે,
લેતાગાં લે'રજ આવે,
માગો ચિજ જેજે ફાવે, લાવે પ્રેમ ધરીરે, મા'રાજા ! આજ૦
કરો રે'મ મા'રે ઘેર રે'વારે, કરશું શેવક સહુ શેવારે;
મુજ ઇશ કરીને સ્થાપું,
શરણે રહિ ચરણો ચાંપું,
આજ્ઞા કદિ નહિ ઉથાપું, આપું વાણી ખરીરે, મા'રાજા ! આજ૦

યોગીરાજ.—

(સાંભળ સાવલીંગા સાંભળ મારી વાત. અથવા—અરે લાલદેવ ધ-સ્તરફ જહિદઆ—એ રાહ.)

સુનરે ઓ સુજાન સુનરે ખુબાન !
બસું દિન રેન કાનનમેં મસ્તાન.
કરતા હું મેં અહાર બાયુકા વિચાર,
ભોજન પાવને બી નાંહી રતીભાર.
કીસી પર રૂચી મેં નાંહી રખતા હું,
ઝડી બુટ્ટિ જાકે જંગલમેંસેં લાઉં.
આત્માકું અર્પન કરકે રે'તા આનંદ,
સ્મરન પરિબ્રહ્મકા નાં કછુ ફંદ.
મિલતા મોકું યોગીકું ભોગી ગ્રહસ્થ,
અગર રે'નાં બસ્તિમ હોતા કિસ બખ્ત.
તિસ બખ્ત હોતા મોકું બોત સંકષ્ટ,
યોગ ધ્યાન જ્ઞાન નિશ્ચે હોવે નષ્ટ.
ઇસીસેં લિયે બનકા કરકે મેં ત્યાગ,
બસ્તીમેં ધરતા નાંહિ રે કછુ પાગ.

(રાજા હુમે કામકા ઓર ઇંદિર મેરા નાગ—એ રાહ.)

સુનબે બુદ્ધિવંત રાજન્ ! પ્રસન્ન હૈં તુજપર;
બનમેંસેં આસન ઉઠાકે, આયાં તેરે ઘર.
નિષ્કપટી ધર્માત્માહે, હે સાધુસેં પ્રીત;
ઐસા ઉરમે જાનકેં, આયા દ્વારે ખચીત.
હોજાવે કલ્યાન તુમેરા, બાલ સબી બતલાવ;
ચરન પરસ દર્શનાર્થ ઝલદી, લ્યાનાં હોય સો લાવ.
બહુત પ્રસન હોકે દેતાહું, લે લે આસિરબાદ;

(માથા ઉપદ હાથ મુકેછે.)

અબી ચલા જાતાહું બનમેં, રખનાં દિલમેં યાદ !

(સત્વર જવા માંડેછે.)

રાજા—(પછવાડે જઇને) ગજલ.

(મરસેં યહાં કોન ખુદાકે લિયે લાયા મુઝકું—એ રાહ.)

નહિં નહિં નાહિં કૃપાનિધાન ! તૈયારી ન કરો,
પ્રભૂજી ! હું કરૂં પ્રણામ ઘડી વિશ્રામ કરો.
સદા શેવક પ્રતી કૃપાળુ કૃપા કરવી જોઈએ,
યોગી મા'રાજને કદિ અવકૃપા ન ધરવી જોઇએ.

(યોગી સ્તુતિ સાંભળી પાછા વળ્યા એટલે રાજા તેમને આસન કરાવીને પોતાના નોકરને બોલાવીને કહેછે.)

(અરે લાલદેવ ઇસતરફ જલદીઆ—એ રાહ.)
ક્યાં છે લાલજી! જલ્દિ, તું આહી આવ!
જા જઇ રાણિજીને, બોલાવી લાવ!

**લાલાજી**—(રાજાને નમન કરીને.)
(યેઇ મેરા દિલદાર હે યેઇ હે મેરી જાન—એ રાહ.)
આજ્ઞા શિરપેં મેં ઉઠાકે જાતે હું સરકાર,
ઝલ્દિ મેં આજ્ઞા બજાકે આતેહું કરાર.

(જાયછે.)

---

## પ્રવેશ ૩ જો.

**સ્થળ**—રાણીનો મેહલ, (રાણી અને રાધિકા)

**રાણી**—(રાધિકાને સ્નેહ સહિત.) **રાગ ગજલ.**

(ઓખાહરણમાં-અરિંતાતનું થઈને અરે પિયુ સંગતે ન મીલાવેકાં.—એ રાહ.

શુણ રાધિકે! પ્રિય પુત્રિતું, ગુણવંતી પુર્ણ પવિત્ર તું;
મુજ પ્રાણપેં પ્યારી શાંતિકારી નન્યારિ રાખું દ્રિનેત્રતું. શુણ૦ ટેક.
તુજના પિતા રિતભાત તા'રિ નિહાળી જોઉ ખુશી થતા;
રૂપ ગુણગાં નહિં તુલ્ય કોઈ અમુલ્ય રત્ન તુંછે સુતા. શુણ૦
પ્રિય તારૂ મૂખજ દેખિ સૂખજ સારૂ પામું સદાય હું;
મળિ તું પ્રયત્નથી રત્ન, ઇશ્વરને નમું પડિ પાય હું.-શુણ૦
અતિશેંજ તોષિત તેં કિધાં, પ્રિય જન્મિને પિતુ માતને;
ખુબ ધન્યછે ખુબ ધન્યછે, ખુબ ધન્ય સુજ્ઞ સુતા! તને શુણ૦
સૂખમાં સદા રહિ માણજે, સ્રિજ જે જુવે મુજતી કને;

મનમાં મુંઝાઇશ ના કદી, પ્રિય માહરા સમ છે તને.—શુણ૦

**રાધિકા (રાગ ઉપરનો.)**

મુજ માજી! રોજ હું રાજી રાજી, રહું કદાપિ કરાજીના;
પ્રિય તાત માત પ્રતાપથી, નકમી કશી સમ માજીના.—મુજ૦
પ્રભુ પ્રાર્થના નિતિ પુસ્તકો, નિત વાંચી કાળ વિદારૂછું.
મુજના સમાન ન કો સુખી, ચિતમાં સદાય હું ધારૂંછું.—મુજ૦

**રાણી.**—(ખુબ ખુશી થઇને.)

(કારી બાદરીઆંને ઘેર લેઈ—એ રાહ.)

સાબાશ! સાબાશ! રાધિકે પ્યારી હું જઉ વારીરે. (બેવાર)
મૃદુમૃદુ વચન વદનથી ઝરે જ્યમ; સરસ સરસ શુભ સુધાવારીરે;
સદય વિનય શિશુપણુમાં સુહાય ગાય ધારી ધારી ગિરિધારીરે.—
સાબાશ.

**લાલાજી**—(રાણીજીને નમન કરીને) **રાગ ગજલ.**

(મેં લાખ કે દો લાખકી પરવા નહી રખતી.—એ રાહ.)
રાજાજી આપકું વ્હાં યાદ, કરતેં હે અબી;
કુછ કામ હે જરૂરકા ભેજા મુજકું ઝલ્દિ—રાજાજી.

**રાણી**—(રાધિકાને) **રાગ. ઓખાહરણની હાળે.**

કેમ પ્રિય પુત્રિ હું જઈ આવું, કંઇક નવિન ખબર લઈ આવું?
**રાધિકા—હશે** જરૂર ઘણી ઘટે જાવું, મા પધારો પિતા મુજે કા'વ્યું.

(રાણીજી જાયછે અને રાધિકાજી ત્યાં પ્રભુ પ્રાર્થનાદિ પુસ્તકો વાંચેછે.)

---

## પ્રવેશ ૪ થો.

**સ્થળ—રાજમેહેલનો એક ભાગ. યોગીરાજ, વૃષભાન, રાણી વગેરે.**

**રાણી**—(રાજાજીને વંદન કરીને.) **રાગ ઇંદ્રસભાની ગજલ.**
(યેહ મેરા દિલદાર હે યેહ હે મેરી જાન—એ રાહ.)

હે કૃપાનિધાન પતિ પ્રિય મા'રાં પ્રાણ,
અર્દ્ધાંગનાતું કામ શું છે? કો' સુખે સુજાણ.

રાજા— રાગધન્યાસી.

(બેર બેર કયા કહુ, સમજ મન આવરે—એ રાહ.)
શાણિ રાણિ સાંભળો, વડિ ખુશિનિ વાતરે,—શાણિ૦ ટેક.
આજ યોગિરાજ જાણે, શંભુજી સાક્ષાત રે;
આવ્યા વરસાવવાને, સુખનો વરસાદ રે,— શાણિ૦
ઇશ આરાધનમાં પોતે, લીન દીન રાતરે;
તપ અતિશે કરીને, કૃષ કરી *જાતરે,— શાણિ૦
ઇશ અનાયાસે મળ્યા, કયાં મળવું થાતરે; !
જોગી જતા'તા તે રોક્યા, મેં જઈ પશ્ચાતરે,—શાણિ૦
પ્રાણાધિક રાધિકાને, જઈ કરો વાતરે;
પૂજન કરાવો તમે, રે' સદા રળિયાતરે,— શાણિ૦

રાણી—(અત્યંત ખુશી થઈને)
(મોયકું નિંદરીઆં ન જગાવો રાજ દઉંગી ગારી.-એ રાહ)
સાનંદાશ્ચર્ય હું પામી રહી નહિ ખામિરે (બેવાર)
શુણાવિ રૂડી વાણી અજાણી રાણીને સ્વામી,—સાનંદા૦
ઝટપટ જઇ કરૂં તંહિં હું તઇઆરીરે;
છે રજા તો જઉં શિર નામી શિરનામી,— સાનંદા૦
(જાયછે.)

---

## પ્રવેશ ૫ મો.

**સ્થળ—રાણીનો મેહેલ. (રાધિકા, રાણી, અને દાસી.)**

રાણી-(રાધિકાને) (સાંભળ સાવલોંગા૦ અથવા અરે લાલદેવ ધરત-રહૃ જલ્દિ આ એ રાહ.)

સાંભળ મા'રી વા'લી, સાંભળ મા'રી વાત;

---

* દેહી, શરીર.

સાંભળ ગુણશાળી, સાંભળ ભલી ભાત.
જઉ જ્યાં હું અંહિ થકિ મે'લ પશ્ચાત;
બિરાજેલ ત્યાંતો હતા તુજ તાત.
કહી મુને વાત તહાં ખરેખાત,
આવ્યા વનવાસી યોગી સાક્ષાત;
કે'તાં તુજ તાતે મુને ખુશી સાથ,
શુણી હું હૃદયમાં થઇ રળિયાત.
અહો! ધન્ય ધન્ય !! તાહરાં ધન્યભાગ્ય,
મા'રી પ્યારી પુત્રી ! જા જઈ વર માગ.

રાવિકા—(નિશ્ચય થવા શંકા લાવીને)
(એ ગોરીયાંનેરે નજરાભરા મારારે–એ રાહ.)
હેં ! મા'રી માજીરે, યોગીજી શું ? પધાર્યારે;
કહોસમ મા'રા ઓમેં વારીં સમ મા'રારે !
આજશું ? મા'રાજજી યોગીજી અંહિ પધાર્યારે.–હેં ! મા'રી
સત્યછે ? તમારા બોલ સત્યછે? તમારારે,
હોય જો ખચીત્ત તો પ્રારબ્ધ મા'રાં સારાંરે.– હેં! મા'રી૦
જવું ઝટ જોઇએ તો નકી જવું ઝટ જોઈએરે,
યોગીજી મનમોજી તે જશે નશું! પરભારારે,–હેં! મારી૦

રાણી—(સાંભળ મારી વાલી સાંભળ મારી વાત—એ રાહ.)
(ઉપરના અગાઉનો.)
કહી છે મેં વાત યોગીજીની સત્ય,
જરી માત્ર જાણીશમાં તું અસત્ય,
જતા'તા યોગેંદ્ર અંહિથી ખરેખાત,
રોકી રહ્યા મૂસ્કીલથી તુજ તાત.
દર્શન અતિ દુર્લભ કંહિ થકિ થાત,
આવ્યા વનવાસી સદનમાં ફી! વાત !!
પુરાવુંછું બાળ પુજનનો હું થાળ.
જા તું તે લઈ હાલ થઇશ નેંકી ચાલ.
(બીજા ઓરડામાં જાય છે.)

રાધિકા (દાસીને જુસ્સાથી હાક મારીને)

ધરસેં યહાં કોન ખુદાકે લીએ લાયા મુજકું. એ રાહ).

કયાંહાંછે થાળ દાસી હાલ લાવ ગાલ વે'લી,

અરે! તું શું બનીછે સુસ્ત! જલદી કરની એલી.

સુવર્ણ થાળ સાથ લૉવ હિરા ઝડીત્ર ઝારી!

પુરી પૂજન સામગ્રી ઝારી ભરીલાવ વારી.

જો હું આવું છું વસ્ત્રાભુષણો અંગ ધરી;

ત્યાંહાં તું રાખ્ય કરી સર્વ સાહિતની તૈયારી,

જતાં જતાં અહો! ખુબ ધન્ય ધન્ય ધન્ય ધન્ય ધન્ય! આજે.

કીધી શી મે'ર લીલા લે'ર યોગીજી મા'રાજે.

(જાયછે.)

[ અપૂર્ણ ]

જી સા.
આઇ. સ્વ. ..
૨૦ નામદાર મહારાજા
માર શ્રી જીતસીંહજી સાહેબ.
ધ્રાંગધ્રા.
૧૨ શ્રી માહારાજા ધીરાજ શ્રી માહારાજાજી શ્રી સર કેશરીસીંહજી સાહેબ બાહાદુર કે. સી. એસ. આઇ. સ્વ. ઇડર.
૧૦ આજમ મેહેરબાનવાળા લક્ષ્મણ મેહેરામ તાલુકે જેતપોર દરબાર.
૫ આજમ મેહેરબાનવાળા દેશાભીમા જેતપોર દરબાર.
૫ આજમ મેહેરબાનવાળા ગોદડ તથા વાજસુર પુંજા જેતપોર દરબાર.
૪ આજમ મેહેરબાનવાળા હરસુર લક્ષ્મણ જેતપોર દરબાર.
૫ તાલુકે કોટડાના નામદાર ઠાકોર સાહેબ.
૫ રા. રા. મેહેરબાન દલપતરામ મકનજી લાકડીયા કારભારી સાહેબ.
૩ રા. રા. મેહેરબાન મનોરભાઈ માહાદેવભાઇ સ્વ. ધ્રાંગધ્રા રેવન્યુ કમીશનર સાહેબ.
૩ રા. રા. પ્રભાશંકર મકનજી હ-

૫ રા.
જામનગર.
૫ રા. રા. ગાનશંકર ખંભાળીયા.
૨ રા. રા. છગનલાલ રતનજી સરવૈયર ધ્રાંગધ્રા.
૩ રા. રા. આણંદ જેઠા ધ્રાંગધ્રા. સ્ટેટ ઈન્જીનીયર સાહેબ.
૨ ચરાડવાના દરબાર સાહેબ.
૨ રા. રા. ગોવીંદરામ મોરારજી વકીલ વઢવાણ શહેર.
૧ રા. રા. ડાગર હરી વકીલ ધ્રાંગધ્રા.
૧ બી. એ. દ્વીવેદી. "
૧ રા. રા. નાનજી વેલજી "
૧ " " પરશુદાસ રાઘવજી "
૧ " " પરશોતમ વીઠલજી "
૧ " " કુંવરજી ખેતશી "
૧ " " ભાસ્કર ગંગાધર "
૧ " " માણેકલાલ છગનલાલ "
૧ " " હરીવલ્લભ હરનારાયણ "
૧ " " ઉદયરામ મકનજી "
૧ " " કેશવલાલ લક્ષ્મીશંકર "

...ન"

...ડ વકીલ"

. ગણેશ "

. છગનલાલ લક્ષ્મીચંદ

કોઠારી કુડા.

..કર"

.. રામચંદ્ર

"

રા. પોપટ ડામર. "

૧ કુંવરશ્રી કેશરી સંગજી માલવણ

૧ રા. રા. વંદરાવન લીલાધર. ધ્રાંગધ્રા.

૧ રા. રા. વ્યાસ અમૃતલાલ વી. કેશવરામ. "

૧ રા. રા. વોરા હીમા કાળુ "

૧ શા. ખીમચંદ લવજી "

૧ રા. સવચંદ વાં. બેચર "

૧ ઠકર જેઠા હરી કુડા.

૧ રા. રા. મુળજી કોઠારી ધ્રાંગધ્રા.

૧ " " રામચંદ્ર લક્ષ્મીદાસ "

૧ રા. રા. પોપટ વેલજી વકીલ "

૧ " " પઠાણ નુરખાં હમીરખાં વકીલ "

૧ રા. રા. ભટ લલુશંકર મુળજી "

૧ રા. રા. ગોરધનદાસ વી. પોપટભાઇ જેતપુર.

૧ રા. રા. અભેચંદ કાળીદાસ "

૧ ઠકર બેચર વી. કરસનજી "

૧ રા. રા. ખેતશી આણંદજી પોલીસ સુપ્રીટેન્ડેન્ટ સાહેબ ધ્રાંગધ્રા

૧ રા. રા. ઓઘડલાલ લાધાભાઇ "

૧ " " શીવશંકર છગનલાલ "

૧ " " દેશળજી પ્રતાપશીંહ "

૧ " " ભાઇશંકર કાળીદાસ ભટ રણમલપુર પો. પ. "

૧ રા. રા. જેશંકર આત્મારામ દવે દુધઇ પો. પ. ધ્રાંગધ્રા

૧ રા. રા. શીવશંકર આત્મારામ દવે નાના અંકેવાળીયા પો. પ. "

૧ ભી. નર્મદાશંકર પ્રભુરામભટ્ટ "

૧ શા. સરવૈયર દામોદરત્રંબક "

૧ રા. મોજણીદાર મુળશંકર કલ્યાણજી. "

૧ રાણા જાલમસંગ તથા બાવાજી મોજે કડીયાણાના "

૧ રા. રા. શંકરપ્રસાદ નવલશંકર જામનગર.

૧ રા. ઠાકરશી જેઠા "

૧ રા. ગણીશંકર રેવાશંકર ભરાડા પો. પ. ધ્રાંગધ્રા